# रघुवंशम्.

## चतुर्थः सर्गः

ટિકાકાર—રામશંકર મોનજી ભટ્ટ, ઠે. મોક્ષમંદિર—અમદાવાદ
અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબીલી પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

स राज्यं गुरुणा दत्तं, प्रतिपद्याधिकं बभौ ।
दिनान्ते निहितं तेजः, सवित्रेव हुताशनः ॥ १ ॥

પદચ્છેદ—सः-रघुः=રઘુ. गुरुणा दत्तं राज्यं=બાપથી અપાએલા રાજ્યને. प्रतिपद्य=પામીને. अधिकं बभौ=અધિક શોભતો હતો. दिनस्य अन्तः दिनान्तः-तस्मिन्-दिनान्ते=સાયંકાળે. सवित्रा=સૂર્યથી निहितं=અપાએલા. तेजः=તેજને. (પામીને) हुतम् अश्नाति इति हुताशनः=અગ્નિ. इव-જેમ.

અર્થ—સાયંકાળે સૂર્યથી અપાએલા તેજને પામીને, જેમ અગ્નિ વધારે પ્રકાશે છે, તેમ પિતાથી અપાએલા રાજ્યને પામીને, રઘુ વધારે શોભવા લાગ્યો.

दिलीपानन्तरं राज्ये, तं निशम्य प्रतिष्ठितम् ।
पूर्वं प्रधूमितो राज्ञां, हृदयेऽग्निरिवोत्थितः ॥ २ ॥

પદચ્છેદ—दिलीपस्य अनन्तरः दिलीपानन्तरः तम् दिलीपानन्तरं=દિલીપ પછી. राज्ञः कर्म राज्यं, तस्मिन् राज्ये=રાજ્યમાં. प्रतिष्ठा संजाता यस्य इति प्रतिष्ठितः, तम् प्रतिष्ठितं इति तं=પ્રતિષ્ઠા પાંમેલા રઘુને निशम्य= સાંભળીને એટલે તેની કીર્તિ સાંભળીને. पूर्वं=दिलीपकाले=દિલીપ હતો ત્યારે. राज्ञां हृदये=રાજાઓના હૃદયમાં. प्रकर्षेण धूमः संजातः अस्य इतिः प्रधूमितः-प्रधूमितः=अग्निः=અત્યંત ધૂમાડાવાળો અગ્નિ, ખરૂં કહીએ તો ઈર્ષ્યાના ધૂમાડાવાળો સંતાપનો અગ્નિ. उत्थितः इव= જાણે પ્રગટયો ન હોય.

અર્થ—દિલીપ પછી એટલે રઘુરાજાના વખતમાં–રઘુની પ્રતિષ્ઠા અગર કીર્તિ સાંભળીને, દિલીપના વખતમાં રાજાઓના હૃદયમાં ઘણા ધુમાડાવાળો સંતાપ ... જે અગ્નિ હતો, તે જાણ્યે પ્રગટયો ન હોય, એવો દેખાતો હતો.

...रुहूत ध्वजस्येव, तस्योन्नयनपङ्क्तयः ।
...वाभ्युत्थानदर्शिन्या, ननन्दुः सप्रजाः प्रजाः ॥ ३ ॥

...—पुरुहूतध्वजस्य=इन्द्रध्वजस्य=ઈંદ્રધ્વજના પ્રત્યે. ( જ્યારે કાળ પડે છે ...દ્રધ્વજની ક્રિયા કરે છે, ઈંદ્રિધ્વજ થાય ત્યારે વરસાદ વરસે, અને શાન્તી

થાય એવી ખાત્રીહોવાથી લોકો તે ધ્વજના પ્રત્યે, ઘણાજ આનંદથી જુએ છે) **इव**–જેમ. **तस्य= रघोः**=રઘુના પ્રત્યે. **उत्=उर्ध्वम्**=ઉંચુ. **नयनानाम् पंक्तयः यासाम् ताः नयनपङ्क्तयः- उन्नयनपंक्तयः प्रजाः**=જેની આંખોની પંક્તિ ઉંચી થઇ રહી છે એવી; એટલે આતુર પ્રજાજનો. **नवश्च तत् अभ्युत्थानञ्च-नवाभ्युत्थानम्-नवाभ्युत्थानम् पश्यन्ति इति नवाभ्युत्थानदर्शिन्यः**=નવા ઉદયને નિહાળતી (પ્રજા). (મૂળ શબ્દ **दर्शिनी**). **प्रजया सह सप्रजाः=ससंतानाः प्रजाः**=પ્રજા પોતાના બાળગોપાળ સહીત. **ननन्दुः**=રાજી થતી હતી.

અર્થ—ઇંદ્ર ધ્વજને જોઈને, જેમ બાળગોપાળ સહિત આખી પ્રજા પ્રસન્ન થાય છે; તેમ જેની આંખોની પંક્તિ ઉંચી થઇ રહી હતી, તથા જે નવા ઉદયને નિહાળતી હતી ( જોઇ રહી હતી ) તે, બાળગોપાળ સહીત આખી પ્રજા, રઘુના પ્રત્યે ( રઘુને જોઇને ) રાજી થતી હતી.

**सममेव समाक्रान्तं, द्वयं द्विरदगामिना ।**
**तेन सिंहासनं पित्र्य-मखिलं चारिमण्डलम् ॥ ४ ॥**

પદચ્છેદ—**रदः**=હાથીનો દાંત. **द्विरदः**=હાથી. **द्विरदः इव गच्छति इति द्विरदगामी तेन द्विरदगामिना**=હાથી જેવી ચાલથી ચાલતા **तेन**=તે રઘુવડે. **समम् एव**=એકી વખતે. **द्वयं समाक्रान्तं**=બે વસ્તુને તાબે કરાએલી. **पितुः आगतं पित्र्यम्**=પિતા તરફથી મળેલું. **सिंहासनं**=સિંહાસન, રાજ્યગાદી. **च**=અને. **अरीणाम् मण्डलम् अरिमण्डलम्, अखिलं अरिमण्डलम्**=દુશ્મનોના આખા મંડળને.

અર્થ—હાથીના જેવી ચાલથી ચાલતા તે રઘુરાજાથી, એકી વખતે પિતાનું સિંહાસન, તથા દુશ્મનોના આખા મંડળને કબજે કરાયું-જીતાયું. એટલે તે રઘુરાજાએ એકી વખતે પિતાનું રાજ્ય પ્રાપ્ત કર્યું તથા દુશ્મનના આખા મંડળને તાબે કર્યું.

**छायामण्डललक्ष्येण, तमदृश्या किल स्वयम् ।**
**पद्मा पद्मातपत्रेण, भेजे साम्राज्यदीक्षितम् ॥ ५ ॥**

પદચ્છેદ—**न दृश्या=अदृश्या. अदृश्या**=ન દેખાય એવી રીતે એટલે અદૃશ્ય થઇને રહેલી **स्वयम् पद्मा**=લક્ષ્મી પોતે. **छाया**=કાન્તી. **छायायाः मण्डलम् छायामण्डलम्-छायामण्डलेन लक्ष्यम्-छायामण्डललक्ष्यम् तेन छायामण्डल-लक्ष्येण**=કાન્તીના મંડળના અનુમાનથી. **पद्मम् एव आतपत्रं पद्मातपत्रं तेन= पद्मातपत्रेण**=કમળના છત્રથી. **किल**=ખરેખર. **तम्**=તે રાજાને **सम्राजः कर्म साम्राज्यं**= ચક્રવર્તિપણું. **साम्राज्ये दीक्षितः साम्राज्यदीक्षितः तम् साम्राज्यदीक्षितम्**=સામ્રાજ્યની દિક્ષા પામેલા એવા રઘુને. **भेजे**=સેવતી હતી.

અર્થ—કાન્તિના મંડળથી અનુમાન થએલા કમળરૂપી છત્રથી, લક્ષ્મી પોતે અદૃશ્ય રહીને, સામ્રાજ્યમાં દિક્ષા લીધેલા તે રઘુરાજાને

**परिकल्पितसांनिध्या, काले काले च बन्दिषु ।**
**स्तुत्यं स्तुतिभिरर्थ्याभि–रुपतस्थे सरस्वती ॥ ६ ॥**

પદચ્છેદ—**च**=અને. **सरस्वती**=શારદા અગર વિદ્યા. **परिकल्पितं** (કરાએલું છે) **सानिध्यं** ( પાસે રહેવાપણું ) **यया सा परिकल्पितसांनिध्या**=(સરસ્વતી) કે જે પાસે રહે છે. **बन्दिषु**=ચારણભાટ પુરૂષોમાં. **काले काले**=**सर्वेष्वपि योग्यकालेषु**=જ્યારે જોઇએ ત્યારે. **स्तोतुम् योग्यः स्तुत्यः तम् स्तुत्यम्**=સ્તુતિ કરવા લાયક રઘુને. **अर्थात् अनपेताः** (યુક્ત) **अर्थ्याः ताभिः अर्थ्याभिः** (અર્થવાળી)-**अर्थ्याभिः स्तुतिभिः**= અર્થવાળી સ્તુતીઓથી-વખાણથી. **उपतस्थे**=સેવતી હતી.

અર્થ—અને બંદિજનોને જ્યારે જોઈએ ત્યારે જે પાસે રહે છે એવી સરસ્વતી (પણ), અર્થ વાળી સ્તુતિઓથી-વખાણથી, સ્તુતિ પાત્ર રઘુને સેવતી હતી.

**मनुप्रभृतिभिर्मान्यैर्–भुक्ता यद्यपि राजभिः ।**
**तथाप्यनन्यपूर्वेव, तस्मिन्नासीद्वसुंधरा ॥ ७ ॥**

પદચ્છેદ—**वसूनि**=લક્ષ્મી, દ્રવ્ય. **वसूनि धरति इति वसुंधरा**=પૃથ્વી. **मनुः प्रभृतिः** (આદિ) **येषाम् ते मनुप्रभृतयः तैः मनुप्रभृतिभिः**=મનુ જેમાં મુખ્ય છે એવા. **मानयितुम् योग्याः मान्याः तैः मान्यैः**=માન આપવા લાયક. **राजभिः**=રાજાઓથી. **भूक्ता**=ભોગવાએલી. **यदि अपि**=છે છતાં. **तथापि** તોપણ. **नास्ति अन्यः पूर्वः यस्याः सा अनन्यपूर्वा–अनन्यपूर्वा इव**=જાણે પૂર્વે તે પૃથ્વિને કોઇએ ભોગવી નથી એવી. **तस्मिन आसीत्**=તે રઘુમાં થઈ.

અર્થ—મનુઆદિ માનવંતા રાજાઓથી, આ પૃથ્વી ભોગવાએલી હતી છતાં, જાણે તેને પૂર્વે કોઇએ ભોગવી ન હોય તેવી, રઘુ પ્રત્યે બની-નવી સ્રીના જેવી શોભવા લાગી.

**स हि सर्वस्य लोकस्य, युक्तदण्डतया मनः ।**
**आददे नातिशीतोष्णो, नभस्वानिव दक्षिणः ॥ ८ ॥**

પદચ્છેદ—**हि**=જે કારણથી. **सः**–રઘુ=**सर्वस्य लोकस्य मनः**=સર્વે લોકોના મનને. **युक्तः दण्डः युक्तदण्डः युक्तदण्डस्यभावः युक्तदण्डता–तया युक्तदण्डतया**= **यथापराधदण्डतया**=જેવો અપરાધ એવો દંડ કરવાના ગુણથી. **आददे**=**जहार**=(મનને) ગ્રહણ કરતો હતો, વશ કરતો હતો, રંજન કરતો હતો. **अतिशीतः अतिउष्णः वा न भवति इति नातिशीतोष्णः**=જે અતિ નમ્ર અગર અતિ ઉગ્ર નહોતો એવો રઘુ. **दक्षिण दिग्भवः दक्षिणः**=દક્ષિણ દિશાનો. **नभस्वान्**=**वायुः**=પવન. **इव**=જેમ.

અર્થ—જેમ દક્ષિણ દિશાનો પવન ઘણોજ ઠંડો અગર ઘણોજ ઉગ્ર હોતો નથી; તેમ રઘુ પણ ઘણોજ નમ્ર નહોતો; તેમ ઘણોજ ક્રોધી નહોતો. એટલે-તે રઘુએ, જેવો જેનો ગુન્હો તેવી તેને શિક્ષા કરવાથી, સર્વ લોકોના મનને રંજન કર્યાં.

**मन्दोत्कण्ठाः कृतास्तेन, गुणाधिकतया गुरौ ।**
**फलेन सहकारस्य, पुष्पोद्गम इव प्रजाः ॥ ९ ॥**

પદચ્છેદ—**मन्दा उत्कण्ठा यासाम् ताः मन्दोत्कण्ठाः=अल्पौत्सुक्याः**=થોડી લાગણીવાળી. **मन्दोत्कण्ठाः प्रजाः कृताः**=પ્રજા થોડી લાગણીવાળી કરાઇ. **गुरौ=दिलीपस्य विषये**=દિલીપની બાબતમાં. **तेन**=તે રઘુથી. **गुणानाम् अधिकता गुणाधिकता तया-गुणाधिकतया**=ગુણના અધિકપણાને લીધે. **सहकारस्य**=આંબાના વૃક્ષના. **फलेन**=ફળથી, **पुष्पाणाम् उद्गमः पुष्पोद्गमः तस्मिन्**=મ્હોરમાં. **इव**=જેમ.

અર્થ—જેમ કેરી આવ્યા પછી, આંબાના મ્હોરમાં ઓછી પ્રીતિ થાય છે; તેમ તે રઘુએ તેના પોતાના અધિક ગુણોવડે, પ્રજાને પોતાના પિતા દિલીપમાં ઓછી લાગણી વાળી કરી. તાત્પર્ય-રઘુના આવા ઉત્તમ ગુણ જોઇને, પ્રજા દિલીપને વિસરવા લાગી.

**नयविद्भिर्नवे राज्ञि, सदसच्चोपदर्शितम् ।**
**पूर्व एवाभवत्पक्षस्-तस्मिन्नाभवदुत्तरः ॥ १० ॥**

પદચ્છેદ—**नयम्** (નીતિને) **विदन्ति इति नयविदः तैः नयविद्भिः=नीतिशास्त्रज्ञैः**=નીતિના શાસ્ત્રો જાણવાવાળા પુરૂષોથી. **नवे राज्ञि**=આ નવા રાજામાં એટલે રઘુમાં. **सत् असत् च उपदर्शितम्=सद्धर्मयुद्धादिकं असत् कूटयुद्धादिकं च उपदर्शितम्**=ધર્મયુદ્ધ અને અધર્મ યુદ્ધ વિષે સૂચના અપાઇ-શીખવ્યું. **तस्मिन् (राज्ञि) पूर्वः पक्षः एव अभवत्**=પૂર્વપક્ષ એટલે ધર્મ યુદ્ધ સંબંધી સંસ્કાર પડયા-**उत्तरः (पक्षः) न अभवत्**=ઉત્તર પક્ષ એટલે અધર્મ યુદ્ધની વાત ગમી નહીં, એટલે તેનો સ્વીકાર કર્યો નહીં.

અર્થ—નીતિશાસ્ત્ર જાણવાવાળા પુરૂષોએ, તે નવા રાજાને [એટલે રઘુને] ધર્મ યુદ્ધ તથા અધર્મ યુદ્ધ સંબંધી સૂચના આપી-જ્ઞાન આપ્યું. (તેમાંથી) પૂર્વ પક્ષ એટલે ધર્મ યુદ્ધ સંબંધી ઉપદેશ રઘુને ગમ્યો, અને ઉત્તર પક્ષ-એટલે અધર્મ યુદ્ધ-સંબંધી ઉપદેશ ગમ્યો નહીં-એટલે તેણે ધર્મયુદ્ધને આચરણમાં મુકયુ.

**पञ्चानामपि भूताना-मुत्कर्षं पुपुषुर्गुणाः ।**
**नवे तस्मिन्महीपाले, सर्वं नवमिवाभवत् ॥ ११ ॥**

પદચ્છેદ—**पञ्चानाम् भूतानाम्**=પૃથ્વી, જળ, તેજ વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વોના **गुणाः अपि**=ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ નામના તે પાંચ તત્ત્વોના ગુણો પણ. **उत्कर्षं पुपुषुः**=સારી રીતે પોષણ પામતા હતા-ખીલતા હતા. **तस्मिन् नवे महीपाले**=તે નવા રાજાના સંબંધમાં. **सर्वं नवम् इव अभवत्**=તમામ નવુંજ હોય એવું બન્યું=જણાયું.

અર્થ—પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ નામના પાંચ તત્ત્વોના, ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ નામના પાંચ ગુણો પણ તે નવા રાજાના સંબંધમાં ખીલતા હતા. (ટુંકામાં) તમામ નવું બન્યું એટલે–નવું હોય એવું જણાવા લાગ્યું.

**यथा प्र्ह्लादनाच्चन्द्रः, प्रतापात्तपनो यथा ।**
**तथैव सोऽभूदन्वर्थो, राजा प्रकृतिरञ्जनात् ॥ १२ ॥**

પદચ્છેદ—**चंदयति (आह्लदयति) इति चन्द्रः**=આનંદ પમાડે અગર શાંતી આપે તે ચંદ્ર. **प्रह्लादनात्**=હર્ષ પમાડવાથી. **अनुगतः अर्थः यस्य सः अन्वर्थः**=અર્થ યુક્ત **तपति इति तपनः (सूर्य)**:=સૂર્ય. **प्रतापात्=संतापजननात्**=તાપથી–ગરમીથી, **यथा तथा एव**=જે પ્રમાણે છે તેજ પ્રમાણે. **सः**=રઘુ. **राजा**=રઘુ. **अभूत्**=થયો. **प्रकृतीनाम् रञ्जनम्-प्रकृतिरञ्जनम्-तस्मात्-प्रकृतिरञ्जनात्**-પ્રજાને અગર રૈયતને રાજી કરવાના કાર્યથી.

અર્થ—જેમ શાંતી અગર આનંદ આપવાના ગુણને લીધેજ, ચંદ્રને 'ચંદ્ર' એવું અર્થ યુક્ત નામ અપાયું છે; અને ગરમી અગર તાપ આપવાના ગુણને લીધેજ સૂર્યને 'તપન' એવું અર્થયુક્ત નામ અપાયું છે; તેમ રૈયતને રંજન કરવાના ગુણવડેજ, તે રઘુને રાજા એવું નામ આપવામાં આવ્યું હતું. તાત્પર્ય જેવું નામ તેવા ગુણ તેમાં હતા.

**कामं कर्णान्तविश्रान्ते, विशाले तस्य लोचने ।**
**चक्षुष्मत्ता तु शास्त्रेण, सूक्ष्मकार्यार्थदर्शिना ॥ १३ ॥**

પદચ્છેદ—**कामम्**=અત્યંત. **कर्णयोः अन्तौ कर्णान्तौ-कर्णान्तयोः विश्रान्ते** (ગમન અગર જવું તે) **कर्णान्तविश्रान्ते**=કાન સુધી પહોંચેલા એટલે લાંબા. **तस्य विशाले लोचने**=તે રઘુના મોટા નેત્રો. **चक्षुष्मतः भावः चक्षुष्मत्ता**= આંખવાળાનું ફળ **तु**=પણ. **कार्याणाम् अर्थाः-कार्यार्थाः-सूक्ष्माश्चते कार्यार्थाश्च-सूक्ष्म-कार्यार्थाः-सूक्ष्मकार्थान् दर्शयति इति सूक्ष्मकार्यार्थदर्शी तेन सूक्ष्मकार्यार्थ-दर्शिना-सूक्ष्मकार्यार्थदर्शिना शास्त्रेण**=સૂક્ષ્મકાર્યોના અર્થ બતાવે તેવા શાસ્ત્રવડે.

અર્થ—તે રઘુરાજાને અત્યંત કાન પર્યંત પહોંચે તેવા લાંબા અને વિશાળ નેત્રો હતાં. સૂક્ષ્મ કાર્યોના અર્થને બતાવે તેવા શાસ્ત્રથી તેની આંખનું ફળ (વળી રહેતું હતું). એટલે આવી મોટી આંખોનો ઉપયોગ વિષયના રંગમાં ન કરતાં, શાસ્ત્રના ગૂઢ વિષયો વાંચવામાં તે કરતો હતો.

**लब्धप्रशमनस्वस्थ-मथैनं समुपस्थिता ।**
**पार्थिवश्रीर्द्वितीयेव, शरत्पङ्कजलक्षणा ॥ १४ ॥**

પદચ્છેદ—**लब्धस्य** (રાજ્યની) **प्रशमनं** (શાંતી) **लब्धप्रशमनं-लब्धप्रशमनेन**

**स्वस्थः लब्धप्रशमनस्वस्थः तम् लब्धप्रशमनस्वस्थं. अथ एनं लब्धप्रशमनस्वस्थं**= પછી આ રઘુ કે જે રાજ્યની શાંતીથી સ્વસ્થ હતા તેને=તેના પ્રત્યે. **पङ्कजानि लक्षणम् यस्याः सा पङ्कजलक्षणा-पङ्कजलक्षणा शरत्**=કમળોના નિશાનવાળી શરદૃતુ. **द्वितीया**=બીજી. **पार्थिवस्य श्रीः पार्थिवश्रीः=राजलक्ष्मीः** =રાજ્યલક્ષ્મી. **इव**=જાણે. **समुपस्थिता=प्राप्ता**=મળી.

અર્થ—પછી રાજ્યની સુખ શાંતીથી જે સ્વસ્થ હતો એવા રઘુ પ્રત્યે, કમળોના ચિન્હ વાળી શરદ ઋતુ, જાણે બીજી રાજ્યલક્ષ્મી હોય; તેમ પ્રાપ્ત થઈ હતી–શોભતી હતી.

**निर्वृष्टलघुभिर्मेघैर्-मुक्तवर्त्मा सुदुःसहः ।**
**प्रतापस्तस्य भानोश्च, युगपद्व्यानशे दिशः ॥ १५ ॥**

પદચ્છેદ—**निर्गतं शेषं यस्मात् निःशेषं-निःशेषं वृष्टाः निर्वृष्टा**=અત્યંત વરસેલા (મેઘો). **निर्वृष्टाश्च ते लघवः** (હલકા થએલા) **निर्वृष्टलघवः तैः-निर्वृष्टलघुभिः-निर्वृष्टलघुभिः मेघैः**=પ્રથમ અત્યંત વરસાદ પડવાથી ખાલી પડેલા અને તેથી હલકા થયેલા વાદળાં વડે-**मुक्तं वर्त्म यस्य सः मुक्तवर्त्मा**=જેનો માર્ગ છૂટો થયો છે એવો. **सुतराम् दुःसहः सुदुःसहः**=અત્યંત દુઃખથી સહન થાય એવો. **प्रतापः**=રઘુના સમ્બન્ધમાં કીર્તિ અને સૂર્યના સમ્બન્ધમાં તાપ અગર તડકો. **तस्य भानोः च**=તે રઘુનો તથા સૂર્યનો. **युगपत्**=એકી વખતે. **दिशः व्यानशे**=( **वि+अश्** ) દિશાઓમાં ફેલાતો હતો.

અર્થ—પ્રથમ અત્યંત વરસાદ પડી ગયા પછી, ખાલી પડેલા અગર હલકા થએલા વાદળાંઓથી જેનો રસ્તો ખુલ્લો થયો છે, તથા જે અત્યંત દુઃખથી સહન થઈ શકે એવો છે તે સૂર્યનો તાપ અને રઘુની કીર્તિ, બન્ને એકી વખતે દિશાઓમાં ફેલાવા લાગ્યા.

**वार्षिकं संजहारेन्द्रो, धनुर्जैत्रं रघुर्दधौ ।**
**प्रजार्थसाधने तौ हि, पर्यायोद्यतकार्मुकौ ॥ १६ ॥**

પદચ્છેદ—**इन्द्रः**=ઈંદ્ર. **वर्षासु भवं वार्षिकं-वार्षिकं धनुः**=વર્ષાઋતુમાં થતું ધનુષ્ય-મેઘધનુષ્ય. **संजहार**=પાછું ખેંચી લેતો હતો. **जयनशीलं-जैत्रं-जैत्रं धनुः** જય આપે એવા ધનુષ્યને. **रघुः दधौ**= (અને) રઘુ ધારણ કરતો હતો. **हि**=યોગ્ય છે કે, ઘટે છે કે. **प्रजानाम् अर्थः प्रजार्थः प्रजार्थस्य साधनम् प्रजार्थसाधनम्-तस्मिन्-प्रजार्थसाधने** =પ્રજાના હિતને માટે. **तौ**=રઘુ તથા ઇંદ્ર એઉ. **पर्यायेण** ( અનુક્રમે ) **उद्यते** ( ઉગામેલા અગર સજ્જ કરેલા ) **कार्मुके** (ધનુષ્યો) **याभ्याम् तौ-पर्यायोद्यतकार्मुकौ**=અનુક્રમે જેમણે ધનુષ્ય સજ્જ કર્યાં હતા અગર ઉગામ્યા હતા એવા (ઇંદ્ર તથા રઘુ).

અર્થ—( શરદૃતુ બેસવાથી ) ઇંદ્ર પોતાના મેઘ ધનુષ્યને પાછું ખેંચી લેતો હતો; અને રઘુ વિજય આપે એવા (પોતાના) ધનુષ્યને ધારણ કરતો હતો.

આ પ્રમાણે જેમણે અનુક્રમે ધનુષ્ય ઉગામ્યા હતા, અગર સજ્જ કર્યાં હતા, એવા ઇંદ્ર અને રઘુ બેઉ પ્રજાના અર્થની સાધનામાં હતા—એટલે ઇંદ્રે વરસાદ માટે ધનુષ્ય ધારણ કર્યું હતું, અને રઘુએ વિજય અગર પ્રજાને ભયરહિત કરવા માટે ધનુષ્ય ધારણ કર્યું હતું.

**पुण्डरीकातपत्रस्तं, विकसत्काशचामरः ।**
**ऋतुर्विडम्बयामास, न पुनः प्राप तच्छ्रियम् ॥ १७ ॥**

પદચ્છેદ—**पुण्डरीकं**=કમળ. **पुण्डरीकं एव आतपत्रं यस्य सः पुण्डरीकातपत्रः**=કમળનું જેને છત્ર છે એવી (ૠતુ). **विकसन्ति काशानि** (કાશપુષ્પો) **एव चामराणि यस्य सः विकसत्काशचामरः**=ખીલેલા કાશ નામના પુષ્પો તો જેના ચામર જેવા હતા એવી (ૠતુ), **ऋतुः**=શરદ્ ૠતુ. **तम् विडम्बयामास**=તે રઘુનું અનુકરણ કરતી હતી. **पुनः**=તોપણ. **तस्य श्रीः तच्छ्रीः ताम् तच्छ्रियम्**=તેની (રઘુની) શોભાને. **न प्राप**=પ્રાપ્ત કરી નહીં.

અર્થ—કમળનું જેને છત્ર છે અને ખીલેલાં કાશ નામના પુષ્પોનું જેને ચામર છે એવી શરદ્ૠતુ, રઘુનું અનુકરણ કરતી હતી; તોપણ તે ૠતુ રઘુની શોભાને પામી નહીં. તાત્પર્ય—રઘુની શોભા શરદ્ૠતુની શોભા કરતાં પણ વધારે હતી.

**प्रसादसुमुखे तस्मिंश्च–चन्द्रे च विशदप्रभे ।**
**तदा चक्षुष्मतां प्रीति–रासीत्समरसा द्वयोः ॥ १८ ॥**

પદચ્છેદ—**प्रसादेन सुमुखः प्रसादसुमुखः–तस्मिन्-प्रसादसुमुखे-तस्मिन् प्रसादसुमुखे**=પ્રસન્નતાથી જેનું મુખ સારૂં હતું એવા રઘુમાં. **चन्द्रे च**=અને ચંદ્રમાં. **विशदा** (નિર્મળ) **प्रभा यस्य सः विशदप्रभः तस्मिन्-विशदप्रभे**=નિર્મળ કાન્તિવાળા (ચંદ્ર)માં. **तदा**=તે વખતે. **द्वयोः**=રઘુ તથા ચંદ્ર બેઉના પ્રત્યે. **चक्षुषी स्तः येषाम् चक्षुष्मन्तः तेषाम् चक्षुष्मतां**=જેને આંખો છે તેવાઓનો. **प्रीतिः=अनुरागः**=પ્રેમ. **समःरसः यस्याः सा समरसा=समस्वादा**=સરખા રસવાળી. **आसीत्**-થઇ.

અર્થ—તે વખતે પ્રસન્નતાથી જેનું મુખ સારૂં હતું એવા રઘુમાં–રઘુપ્રત્યે, તથા નિર્મળ કાન્તિવાળા ચંદ્રમાં–ચંદ્રપ્રત્યે, આ પ્રમાણે રઘુ તથા ચંદ્ર બેઉ પ્રત્યે–નેત્રોવાળા (માણસો) ની પ્રીતિ સરખા સ્વાદ વાળી બની. તાત્પર્ય–જે જોઈ શકતા હતા તેમને રઘુ તથા ચંદ્ર બેઉમાં જોવાનો સરખો રસ પડયો.

**हंसश्रेणीषु तारासु, कुमद्वत्सु च वारिषु ।**
**विभूतयस्तदीयानां, पर्यस्ता यशसामिव ॥ १९ ॥**

પદચ્છેદ—**हंसानां श्रेण्यः हंसश्रेण्यः तासु-हंसश्रेणीषु**=હંસોની હારોમાં.

**तारासु=नक्षत्रेषु**=તારાઓમાં. **कुमुदानि सन्ति येषु तानि कुमुद्वन्ति-तेषु-कुमुद्वत्सु -कुमुद्वत्सु वारिषु**=જેમાં કમળ ઉગ્યાં છે એવા જળોમાં. **च**=અને. **तस्य इमानि** (આ યશ) **तदीयानि-तेषाम्-तदीयानाम्**=તે રઘુના. **तदीयानाम् यशसाम्**=તેરઘુના યશોની. **विभूतयः**=સંપત્તિઓ. **पर्यस्ताः इव=प्रसारिताः इव**=જાણેફેલાણી ન હોય.

અર્થ—હંસોની પંક્તિઓમાં, (આકાશના) તારાઓમાં, અને જેમાં કમળ ઉગ્યાં છે એવા જળોમાં, તે રઘુના યશોની સંપત્તિઓ જાણે ફેલાણી ન હોય (તેમ જણાતું હતું). તાત્પર્ય–તે ત્રણેને શોભા આપનાર જાણે રઘુના યશોની સંપત્તિઓ હોય, તેમ જણાતું હતું. (રઘુના યશોની સંપત્તિની અધીકતાનું આ સૂચન છે).

इक्षुच्छायनिषादिन्यस्–तस्य गोप्तुर्गुणोदयम् ।
आकुमारकथोद्धातं, शालिगोप्यो जगुर्यशः ॥ २० ॥

પદચ્છેદ—**इक्षूणाम् छाया इक्षुच्छायं-इक्षुच्छाये निषादिन्यः इक्षुच्छायनिषादिन्यः**=શેરડીની છાયામાં બેઠેલી. **शालीन गोपायन्ति इति शालिगोप्यः**=ડાંગરને સાચવનારી સ્ત્રીઓ. **तस्य गोप्तुः (गोपायति इतिगोप्ता तस्य गोप्तुः)=तस्य रक्षकस्य रघोः**=રઘુ કે જે પ્રજાનો પાલક હતો તેના. **गुणानाम् उदयः यस्मिन् तत् गुणोदयमं-गुणोदयम् यशः**=જેમાં ગુણોનો ઉદય છે એવો યશ. **कुमारात् आ इति आकुमारम् कथायाः उद्घातः** (આરંભ) **कथोद्घातः-आकुमारम् कथोद्घातः यस्य तत् आकुमारकथोद्घातं-आकुमारकथोद्घातं यशः**=કુમાર અવસ્થાથી કથાનો એટલે પ્રાક્રમનો જેમાં આરંભ છે એવા યશને. **जगुः**=ગાતી હતી.

અર્થ—પ્રજાના પાલક રઘુના, ગુણોનો જેમાં ઉદય છે એવા, તથા કુમાર અવસ્થાથી થએલા પ્રાક્રમ સંબંધી જેમાં વાતો છે–એવા યશને, ડાંગરને સાચવનારી સ્ત્રીઓ, જેઓ શેરડીની છાયામાં બેઠી હતી, તેઓ ગાતી હતી.

प्रससादोदयादंभः, कुंभयोनेर्महौजसः ।
रघोरभिभवाशंकि, चुक्षुभे द्विषतां मनः ॥ २१ ॥

પદચ્છેદ—**महत् ओजः यस्य सः महौजाः तस्य महौजसः**=મહાન્ પરાક્રમવાળા (અગસ્ત્યરૂષિ) ના. **कुम्भः योनिः (संभवः) यस्य सः कुम्भयोनिः तस्य कुम्भयोनेः**= અગસ્ત્યના, **उदयात्**=ઉદય થવાથી. **अम्भः** (જળ) **प्रससाद**=[જળ] નિર્મળ થયું હતું. **(महौजसः) रघोः (उदयात्)**=[મહાન પરાક્રમવાળા) રઘુના (ઉદયથી). **द्विषतां मनः**= દુશ્મનોના મન, **अभिभवं आशङ्कते इति अभिभवाशङ्कि-अभिभवाशङ्कि मनः**= પરાજયની શંકાવાળાં મન. **चुक्षुभे**=ડોળાં થયાં અગર ક્ષોભ પામ્યાં.

અર્થ—જેમ મહાન્ પરાક્રમવાળા અગસ્ત્ય મુનીના ઉદયથી, જળ નિર્મળ થતું હતું, તેમ મહાન પરાક્રમવાળા રઘુના ઉદયથી, પરાજયની શંકાવાળા શત્રુઓનાં મન ડોળાં થતાં હતાં–ક્ષોભ પામતાં હતાં.

मदोदग्राः ककुद्मन्तः, सरितां कूलमुद्रुजाः ।
लीलाखेलमनुप्रापुर्–महोक्षास्तस्य विक्रमम् ॥२२॥

પદચ્છેદ—**मदेन उदग्राः मदोदग्राः**=મદથી ઉદ્ધત થએલા. **ककुद्** (ખાંધ) **एषाम् अस्ति इति ककुद्मन्तः**=ખાંધવાળા **सरिताम्**=નદીઓના. **कूलानि** (કાંઠા) **उद्रुजन्ति** (ઉખેડે છે) **इति कूलमुद्रुजाः**=નદીઓના કાંઠા ઉખેડતા. **महान्तश्चते उक्षाणश्चः** ( મુળ શબ્દ **उक्षन्**=બળદ ) **महोक्षाः**=મોટા બળદો–સાંઢો. **तस्य लीलायाम् खेलम् लीला-खेलम् लीलाखेलम् विक्रमम्**=લીલાના ખેલ જેવા બળને, એટલે જેવા તેવા બળને **अनुप्रापुः**=અનુકરણ કરતા હતા.

અર્થ—મદથી ઉદ્ધત થએલા, મોટી ખાંધવાળા, તથા નદીઓના કાંઠાને ઉખેડી નાખતાં મોટા બળદો–સાંઢડાઓ, રઘુના લીલાના ખેલ જેવા સામાન્ય બળનુંજ અનુકરણ કરતા હતા. તાત્પર્ય મોટા સાંઢડાઓનું બળ પણ રઘુના બળ પાસે કોઈ હિસાબમાં નહોતું.

प्रसवैः सप्तपर्णानां, मदगन्धिभिराहताः ।
असूययेव तन्नागाः, सप्तधैव प्रसुस्रुवुः ॥२३॥

પદચ્છેદ—**मदस्य इव गन्धः येषाम् ते मदगन्धयः तैः मदगन्धिभिः-मदगन्धभिः प्रसवैः**=મદના સરખી જેની ગંધ છે એવા પુષ્પોથી–પુષ્પો વડે. **सप्तपर्णानां**=સાદડ નામના વૃક્ષના **आहताः**= હણાએલા (હાથીઓ). **तस्य नागाः तन्नागाः**= તે રઘુના હાથીઓ. **असूयया इव**= જાણે ઇર્ષ્યાથી. **सप्तधा एव**= સાતે પ્રકારે. **प्रसु-स्रुवुः**= મદને વરસાવતા હતા.

અર્થ—સાદડ નામના વૃક્ષનાં મદના સરખી ગંધવાળા પુષ્પોથી હણાતા અગર મરાતા, તે રઘુના હાથીઓ, જાણે ઇર્ષ્યાને લીધે, સાતે ઠેકાણેથી મદ જરાવતા હતા. મદ વરસાવતા હતા.

सरितः कुर्वती गाधाः पथश्चाश्यानकर्दमान् ।
यात्रायै नोदयामास, तं शक्तेः प्रथमं शरत् ॥ २४ ॥

પદચ્છેદ—**सरितः**=નદીઓને. **गाधाः** સુખેથી તરી શકાય એવી. **करोति इति कुर्वती**=કરતી એવી **शरत्**=શરદ્ **पथः च कुर्वती**=અને રસ્તાઓને કરતી **अश्यानाः** ( શુષ્ક, સુકાઈ ગયા છે), **कर्दमाः** ( કાદવ ) **येषु ते अश्यान-कर्दमाः तान् अश्यानकर्दमान्**=જેમાં કાદવ સુકાઈ ગયો છે એવા ( રસ્તા )ને. **शक्तेः-उत्साहशक्तेः तं प्रथमं**=ઉત્સાહ શક્તિમાં તે રઘુ કે જે પહેલો છે તેને. **यात्रायै=दण्डयात्रायै**= વેરો ઉઘરાવવા માટે બહાર ફરવા સારૂ. **नोदयामास=प्रेरयामास**=પ્રેરતી હતી, સજ્જ થવાની ભલામણ કરતી હતી.

અર્થ—શરદ્ઋતુ નદીઓને તરિ શકાય એવી કરતી હતી એટલે નદીયોનાં જળ ઉતરી શકાય એમાં શરદ્ઋતુમાં થયાં હતાં. અને રસ્તાઓને-

માર્ગોને સુકાઇ ગએલા કાદવવાળો એટલે ચોખ્ખા કરતી હતી; અને ઉત્સાહ શક્તિમાં પ્રથમ એવા રઘુને, વેર ઉઘરાવવા માટે બહાર ફરવા જવાની પ્રેરણા કરતી હતી એટલે લશ્કર લઈને હવે (શરદ ૠતુમાં) વેર ઉઘરાવવા બહાર જઇ શકાય એવું થયું હતું.

**तस्मै सम्यग्घुतो वह्निर्-वाजिनीराजनाविधौ ।**
**प्रदक्षिणार्चिर्व्याजेन, हस्तेनेव जयं ददौ ॥ २५ ॥**

પદચ્છેદ—**तस्मै**=રઘુને. **वाजीनाम् नीराजना विधिः वाजिनीराजनाविधिः तस्मिन् वाजिनीराजनाविधौ**=ઘોડાઓના સુખ માટે 'નિરાજના' નામની વિધિ અગર હોમ કરવામાં આવે છે તે વિધિમાં. **सम्यग्विधिवत् हुतः-सम्यग्घुतःसम्यग्घुतः वह्निः**= સારી રીતે હોમેલો અગ્નિ. **प्रदक्षिणं** (જમણી તરફ) **अर्चिः** (જ્વાળા) **प्रदक्षिणार्चिः तस्याः व्याजः** (બ્હાનું) **प्रदक्षिणार्चिर्व्याजः तेन प्रदक्षिणार्चिर्व्याजेन**=જમણી તરફ જ્વાળાજવાના બ્હાનાથી–બ્હાના વડે–તાત્પર્ય શુભ શુકન વડે. **हस्तेन इव**=જાણે હાથોહાથ. **जयं ददौ**=જય આપતો હતો.

અર્થ—ઘોડાની સુખશાંતી માટે કરવામાં આવતી 'નિરાજના'નામની ક્રિયામાં, સારી રીતે હોમ–સામગ્રી–પામેલો અગ્નિ, જમણી તરફની પોતાના જ્વાળાના રૂડા બ્હાનાથી–રૂડા શુકનથી, તે રઘુરાજાને જાણે હાથોહાથ વિજય આપતો હોય તેમ જણાતો હતો.

**स गुप्तमूलप्रत्यन्तः, शुद्धपार्ष्णिरयान्वितः ।**
**षड्विधं बलमादाय, प्रतस्थे दिग्जिगीषया ॥ २६ ॥**

પદચ્છેદ—**मूलं**=રાજધાની. **प्रत्यन्तः**=દેશનો સિમાડો. **मूलश्च प्रत्यन्तश्च मूल-प्रत्यन्तौ–गुप्तौ** (રક્ષાએલા છે) **यस्य सः गुप्तमूलप्रत्यन्तः**=જેની રાજધાની તથા રાજધાની (આસપાસ) નો પ્રાન્ત રક્ષણ કરાએલા છે એવો તે રઘુ. **सः**=તે. **शुद्धौ पार्ष्णी** (પડખાં–બેઉ બાજુ) **यस्य सः शुद्धपार्ष्णिः**=જેના બેઉ પડખાં અગર બેઉ બાજુ શદ્ધ છે એવો (રઘુ). **अयेन** (સારા ભાગ્યથી) **अन्वितः** (યુક્ત) **अयान्वितः**=સારા ભાગ્યવાળો તે રઘુ. **षड् विधा यस्य तत्-षड्विधं-षड्विधं बलं**=છ પ્રકારના લશ્કરને. **आदाय**=લઇને. પ્રયાણ કર્યું. **प्रतस्थे**=નિકળ્યો, **जेतुम् इच्छा-जिगीषा. दिशाम् जिगीषा दिग्जिगीषा तया दिग्जिगीषया**=દિશાઓને જીતવાની ઇચ્છા વડે.

અર્થ—જેની રાજ્યધાની તથા રાજ્યધાનીની આસપાસનો પ્રાંત રક્ષાએલો હતો, તથા જેનાં બેઉ પડખાં ચોખ્ખાં હતાં–એટલે નિર્ભય હતાં, તથા જે રૂડા ભાગ્યવાળો હતો તે રઘુરાજા, છ પ્રકારના લશ્કરને લઇને, દિશાઓ જીતવાની ઇચ્છાથી નીકળ્યો–પ્રયાણ કર્યું.

**अवाकिरन्वयोवृद्धास्-तं लाजैः पौरयोषितः ।**
**पृषतैर्मन्दरोद्धूतैः, क्षीरोर्मय इवाच्युतम् ॥ २७ ॥**

પદચ્છેદ—**वयसा वृद्धा: वयोवृद्धा**:=ઘરડી. **पुरे भवा: पौरा: तेषाम् योषित:** (સ્ત્રીઓ) **पौरयोषित**:=નગરની સ્ત્રીઓ. **तम्**=રઘુને. **लाजै:=आचारेण लाजै**:=વિવેક પ્રમાણે ડાંગરથી, અગર ચોખાથી. **अवाकिरन=पर्युक्षिपन**=વધાવતી હતી. **क्षीरस्य ऊर्मय: क्षीरोर्मय**:=ક્ષીર સાગરના મોજાંઓ-તરંગો. **मंदरेण उद्धता: मन्दरोद्धता: तै: मन्दरोद्धतै**:=મંદરાચળ નામના પર્વતથી ઉડાડેલા. **पृषतै**:,=બિંદુઓને વડે. **अच्युतम इव**= જેમવિષ્ણુને (વધાવે છે તેમ ).

અર્થ—ક્ષીરસાગરમાં ઉત્પન્ન થએલાં મોજાંઓ-તરંગો, જેમ મંદરાચળથી ઉડાડેલાં જળના બિંદુઓ-(છાંટાઓ) વડે વિષ્ણુને વધાવે છે; તેમ નગરની વૃદ્ધ સ્ત્રીઓ, (વિવેક સૂચવવાને માટે) ડાંગરથી અગર ચોખાથી, તેરઘુ રાજાને (પ્રયાણ કાળે વધાવતી હતી.

स ययौ प्रथमं प्राचीं, तुल्यः प्राचीनबर्हिषा ।
अहिताननिलोद्धूतैस-तर्जयन्निव केतुभिः ॥ २८ ॥

પદચ્છેદ—**स: प्राचीनबर्हिषा तुल्य:=स: इन्द्रेण तुल्य**:=ઈંદ્રના જેવા તે રઘુરાજા. **प्रथमं प्राचीं ययौ**=પ્રથમ પૂર્વ દિશા તરફ ચાલ્યો. **न हिता: इति अहिता: तान् अहितान्**= શત્રુઓને. **तर्जयन इव=भर्त्सयन इव**=જાણે તિરસ્કારતો હોય. **अनिलेन उद्धता: अनिलोद्धूता: तै अनिलोद्धूतै:=अनुकुलवातेनोद्धूतै**:=અનુકુળ પવનથી ઉડાડેલી (ધ્વજાઓ)થી. **केतुभि**:==ધ્વજાઓ વડે.

અર્થ—પવનથી ઉડતી ધ્વજાઓવડે જાણે, શત્રુઓનો તિરસ્કાર કરતી હોય, તે પ્રમાણે ઇંદ્ર સરખો (શોભતો) તે રઘુરાજા, પ્રથમ (તો) પૂર્વ દિશા તરફ ચાલ્યો.

रजोभिः स्यन्दनोद्धूतैर्-गजैश्च घनसंनिभैः ।
भुवस्तलमिव व्योम, कुर्वन्व्योमेव भूतलम् ॥ २९ ॥

પદચ્છેદ—**स्यन्दन: उद्धूतानि स्यन्दनोद्धूतानि-तै: रजोभि**:=રથોથી ઉડાડેલી રજોવડે-ધૂળ વડે. **च**=તથા. **घनै: संनिभा:** (સમાન) **घनसंनिभा: तै: घनसंनिभै**:= વાદળાં સરખા (હાથીઓ) વડે. **गजै**:=હાથીઓ વડે. **भुव: तलं**=પૃથ્વીના તળીઆને **व्योम कुर्वन इव**=જાણે આકાશને બનાવતો હોય તેમ. **व्योम**= આકાશ **भुव: तलं भूतलम्-भुतलं कुर्वन इव**=જાણે પૃથ્વીનું તળીયું જાણે બનાવતો હોય તેમ.

અર્થ—રથોથી ઉડાડેલી ધુળવડે, અને વાદળાં સરખા મોટા હાથીઓવડે, આકાશને જાણે પૃથ્વિનું તળીયું બનાવતું હોય, અને પૃથ્વીના તળીઆને જાણે આકાશ બનાવતું હોય, તેમ (લશ્કર ચાલ્યું જતું હતું). તાત્પર્ય-ધૂળ ઉંચે આકાશમાં ઉડવાથી, ત્યાં પૃથ્વી જેવું જણાતું હતું, અને વાદળાં જેવા મોટા હાથીઓ પૃથ્વી ઉપર ચાલવાથી, પૃથ્વી આકાશરૂપે બની હતી.

**प्रतापोऽग्रे ततः शब्दः, परागस्तदनन्तरम् ।**
**ययौ पश्चाद्रथादीति, चतुः स्कन्धेव सा चमूः ॥ ३० ॥**

**પદચ્છેદ—अग्रे प्रतापः**=આગળ કીર્તિ, પ્રથમ ભાગમાં કીર્તિ, યશ. **ततः शब्दः (सेनाकलकलः)**=તેના પછી સેનાનો ઘોંઘાટ. **तस्य अनन्तरं तदनन्तरम्**=તેના પછી. **परागः=धूलिः**-ધુળ. **पश्चात् रथादि रथाश्वादिकं चतुरङ्ग बलम्**=રથ ઘોડા વીગેરેનું ચતુરંગી સૈન્ય. **इति**=એ પ્રમાણે. **चत्वारः स्कन्धाः यस्याः सा-चतुस्कन्धा=चतुर्व्युहा**=ચાર વ્યુહવાળુ. **इव सा चमूः ययौ**=તે લશ્કર જતું હતું.

અર્થ—લશ્કર પહોંચતું તે પહેલાં તો રઘુ રાજાની કીર્તિ અગર યશ; (ચાલતો હતો). તે પછી ( બીજા ભાગમાં ) સેનાનો ગોંઘાટ, તે પછી ( ત્રીજા ભાગમાં નરી ધૂળ ઉડતી હતી અને પછી (ચોથા ભાગમાં) રથ ઘોડા વીગેરે, આ પ્રમાણે ચાર વ્યુહ વાળું લશ્કર ચાલ્યું જતું હતું.

**मरुपृष्ठान्युदंभासि. नाव्याः सुप्रतरा नदीः ।**
**विपिनानि प्रकाशानि, शक्तिमत्त्वाच्चकार सः ॥ ३१ ॥**

**પદચ્છેદ—सः** તે રઘુ=**शक्तिः अस्ति अस्य इति शक्तिमान् शक्तिमतः भावःशक्तिमत्त्वं तस्मात्-शक्तिमत्त्वात्**=સામર્થ્યથી, બળથી, સત્તાથી. **चकार**=કરતો હતો.**मरोः पृष्ठानि मरुपृष्ठानि तानि मरुपृष्ठानि-निर्जलस्थानानि**=જળવિનાના સ્થાનોને. **उत् (अधिकं) जलं येषु तानि उदंभांसि=उद्भूतजलानि**=ઘણાં જળવાળાં ( સ્થાનો ). **नौभिः तार्याः नाव्याः-नाव्याः नदीः**=વહાણની મદદથી ઉતરી શકાય એવી નદીઓને. **सुखेन प्रतराः सुप्रतराः**=સુખથી ઉતરી શકાય એવી. **विपिनानि=अरण्यानि**=ઘાટાં વનોને. **प्रकाशानि=निर्वृक्षाणि**=પ્રકાશવાળાં એટલે ખુલ્લાં ઘણા વૃક્ષોને કાપી નાંખવાથી પ્રકાશવાળા.

અર્થ—તે રઘુ રાજા (પોતાના) સામર્થ્યથી, જળ વિનાના સ્થાનોને જળ વાળાં કરતો હતો. ( એટલે જ્યાં તેનું લશ્કર મુકામ કરતું, ત્યાં પાણીના વપરાશથી કીચડ થતો હતો ). વહાણની મદદથી ઉતરી શકાય એવી (ઉંડી) નદીઓને, સુખેથી ઉતરી શકાય તેવી બનાવતો હતો; ( લશ્કરના પાણીના વપરાશથી, નદીમાંથી ઘણું પાણી ખપી જતું હતું ); અને ઘાટાં મોટાં મોટાં વનોને, પ્રકાશવાળાં કરતો હતો ( એટલે લશ્કરને જોઇતા બળતણ વિગેરેના ઉપયોગથી, ઘણાં વૃક્ષો કપાઈ જતાં હતાં; તેથી અંધકારનો નાશ થતો હતો).

**स सेनां महतीं कर्षन्, पूर्वसागरगामिनीम् ।**
**बभौ हरजटाभ्रष्टां, गङ्गामिव भगीरथः ॥ ३२ ॥**

**પદચ્છેદ—पूर्वसागरं गच्छति इति पूर्वसागरगामिनी ताम् पूर्वसागरगामिनीम्**=પૂર્વસાગર તરફ જતી. **महतीं सेनां**=મોટી સેનાને. **कर्षति इति कर्षन्-कर्षन्**

सः=લઈ જતો એવો તે રઘુ. बभौ=શોભતો હતો. हरस्य जटाः हरजटाः हरजटाभ्यः भ्रष्टा हर जटाभ्रष्टा, ताम् हरजटाभ्रष्टां-हरजटाभ्रष्टां गंगाम्=સદાશિવની જટામાંથી પડેલી ગંગાને. भगीरथः इव=જેમ ભગીરથ રાજા.

અર્થ—સદાશિવની જટામાંથી પડેલી ગંગાને લઇ જતો, ભગીરથ જે પ્રકારે શોભતો હતો તે; પ્રકારે પૂર્વ સાગર તરફ જતી મોટી સેનાને લઈ જતો રઘુ રાજા શોભતો હતો.

त्याजितैः फलमुत्खातैर्, भग्नैश्च बहुधा नृपैः ।
तस्यासीदुल्बणो मार्गः, पादपैरिव दन्तिनः ॥ ३३ ॥

પદચ્છેદ—फलम् त्याजितैः=ફળને તજાવી દીધેલા—એટલે જેમણે વિજયની આશા છોડી દીધી હતી એવા (રાજાઓ)થી. उत्खातैः=ઉખડી ગએલા, પદભ્રષ્ટ થએલા (રાજાઓથી)થી. बहुधा भग्नैः च=અને ઘણીવાર રણમાં હારી ગએલા (રાજાઓ)થી. नृपैः=રાજાઓથી. तस्य रघोः मार्गः=તે રઘુનો માર્ગ. उल्बणः आसीत्=પ્રકાશવાળો હતો. यथा फलम् त्याजितैः उत्खातैः बहुधा भग्नैश्च पादपैः दन्तिनः मार्गः [उल्बणः आसीत्. पादैः पिबन्ति इति पादपाः] तैः पादपैः=વૃક્ષોથી. इव=જેમ. दन्तौ स्तः अस्य इति दन्ती-तस्य दन्तिनः=હાથીનો.

અર્થ—(ઘાડાં વનમાં) વૃક્ષોનાં ફળ તોડી નાંખવાથી, તથાવૃક્ષોનાં પાંદડા અને ડાળીઓ વિગેરે તોડી પાડવાથી, જેમ હાથીનો રસ્તો પ્રકાશ વાળો થાય છે; તેમ જેમણે વિજયની આશા છોડી દીધી હતી એવા, તથા જેઓ પદભ્રષ્ટ થયા હતા, તથા હારી ગયા હતા; એવા રાજાઓ વડે, તે રઘુનો માર્ગ પ્રકાશવાળો હતો—વિઘ્ન રહિત હતો—વિજય સૂચવતો હતો.

पौरस्त्यानेवमाक्रामंस्—तांस्ताञ्जनपदाञ्जयी ।
प्राप तालीवनश्याम—मुपकण्ठं महोदधेः ॥ ३४ ॥

પદચ્છેદ—एवम्=આ પ્રકારે. जयः अस्ति अस्य इति जयी=જેને જય છે એવો રઘુ. पुरः भवाः पौरस्त्या तान् पौरस्त्यान्=પૂર્વ દિશામાં આવેલા. तान् तान् जनपदान्=તે તે દેશોને. आक्रामति इति आक्रामन्=દબાવતો અગર જીતતો. तालीनाम् वनं तालीवनं-तालीवनेन श्यामम् तालीवनश्यामम् तत्=તાડના વન જેવો શ્યામ [કાંઠો]. महांश्चासौ उदधिश्च महोदधिः तस्य महोदधेः=મહાસાગરના. कण्ठस्य समीपे उपकण्ठं કાંઠા પાસે. प्राप= પહોંચ્યો, આવ્યો.

અર્થ—આ પ્રકારે પૂર્વ દિશામાં આવેલા તમામ દેશોને દબાવતો દબાવતો તે વિજયી (રાજા રઘુ), તાડના વનોથી શ્યામ દેખાતા મહાસાગરના કાંઠા પાસે આવ્યો—પહોંચ્યો.

अनम्राणां समुद्धर्तुस्—तस्मात्सिन्धुरयादिव ।
आत्मा संरक्षितः सुह्मैर्वृत्तिमाश्रित्य वैतसीम् ॥ ३५ ॥

પદચ્છેદ—न नम्राः इति अनम्राः तेषाम् अनम्राणां ( कर्मणि षष्ठी )=ઉદ્ધત રાજાઓને. समुद्धरति इति समुद्धर्ता तस्मात् समुद्धर्तुः ઉખેડી નાંખનારથી. समुद्धर्तुः तस्मात्=ઉખેડી નાંખનાર તે રઘુથી. सिंधोः ( સિંધુ નદીના ) रयः (વેગ) सिंधुरयः, तस्मात् सिंधुरयात्=સિંધુ નદીના વેગથી. (નેતર) इव=જેમ. सुह्मैः= સુહ્મદેશના રાજાઓથી. आत्मा संरक्षितः =આત્મા રક્ષાયો, જીવ બચાવ્યો. वेतसः (નેતરનું) इयं वैतसी ताम् वैतसीम् वैतसीम् वृत्तिम्=નેતરના જેવું કાર્ય-રીત. आश्रित्य=આશરો લઇને, અનુકરણ કરીને.

અર્થ—સિંધુ નદીના વેગથી નેતરો જેમ (નમીને) બચી જાય છે તેવી રીતે, અગર તેવા કાર્યનો આશ્રય લઇને, અગર તેવા નમી પડવાના કાર્યનું અનુકરણ કરીને, સુહ્મ દેશના રાજાઓએ, ઉદ્ધત પુરૂષોને ઉખેડી નાંખે એવા રઘુ રાજાથી, પોતાનો આત્મા (જીવ) બચાવ્યો.

वङ्गानुत्खाय तरसा, नेता नौसाधनोद्यतान् ।
निचखान जयस्तंम्भान, गङ्गास्रोतोन्तरेषु सः ॥ ३६ ॥

પદચ્છેદ—सः नेताः તે ( રઘુ ) નાયક (नयति इति नेता). नाः (વહાણો) एव साधनैः उद्यताः ( તત્પર થએલા ) नौसाधनोद्यताः तान्–नौसाधनोद्यतान्=વહાણ-રૂપી સાધનથી ( લડવાને ) તૈયાર થએલા ( બંગાલીઓ )ને. वङ्गान्=બંગાળીઓને, उत्खा-य=ઉખેડીને. तरसा=बलेन=બળથી. गङ्गायाः स्रोतांसि–गङ्गास्रोतांसि तेषाम् गङ्गास्रोतसाम्.-गङ्गास्रोतसाम् अन्तराः (द्वीपाः)–गंगास्रोतोऽन्तराः तेषु गङ्गा-स्रोतोऽन्तरेषु=ગંગાના પ્રવાહના વચમાં આવેલા બેટોમાં. जयस्य स्तम्भाः जयस्तम्भाः तान् जयस्तम्भान्=વિજય સ્થંભોને. निचखान=સ્થાપતો હતો, રોપતો હતો.

અર્થ—આ પ્રમાણે લશ્કરનો નાયક બનેલો તે રઘુરાજા, વહાણ રૂપી સાધનથી લડવાને તૈયાર થએલા બંગાળીઓને, (પોતાના) બળથી ઉખેડી નાંખીને-હરાવી દેઇને, ગંગાના પ્રવાહના બેટોમાં, વિજય સ્થંભોને સ્થાપતો હતો-રોપતો હતો.

आपादपद्मप्रणताः, कलमा इव ते रघुम् ।
फलैः संवर्धयामासु–रुत्खातप्रतिरोपिताः ॥ ३७ ॥

પદચ્છેદ—पादः एव पद्मम् पादपद्मम्-पादपद्मात् आ इति आपादपद्मं-आपादपद्मं प्रणताः आपादपद्मप्रणताः=ચરણારવિંદ સુધી નમતા એવા. आदौ उ-त्खाताः पश्चात् प्रतिरोपिताः उत्खातप्रतिरोपिताः=पूर्वम् उद्धृताः अपि पश्चात्स्था पिताः ते वङ्गाः=પ્રથમ પદભ્રષ્ટ કરેલા અને પછીથી પાછા ગાદી ઉપર બેસાડેલા. ते= તેઓ. कलमाः इव=ડાંગરના છોડની માફક. रघुम्=રઘુને. फलैः=धनैः=દ્રવ્યથી. संवर्ध-यामासु=વધારતા હતા અગર વધાવતા હતા.

અર્થ—પ્રથમ પદભ્રષ્ટ કરેલા, તથા પાછળથી ગાદી ઉપર બેસાડેલા, અને ચરણારવિંદ સૂધી નમતા તે બંગાળાના રાજાઓ, ડાંગરના છોડવાની માફક રઘુને દ્રવ્યથી વધાવતા હતા—નજરાણું મૂકતા હતા.

स तीर्त्वा कपिशां सैन्यैर्-बद्धद्विरदसेतुभिः ।
उत्कलादर्शितपथः, कलिङ्गाभिमुखो ययौ ॥ ३८ ॥

પદચ્છેદ—सः=તે રઘુ. बद्धाः द्विरदाः एव सेतवः यैः तानि-बद्धद्विरदसेतूनि, तैः बद्धद्विरदसेतुभिः=બાંધેલા એટલે એક હારમાં રાખેલા હાથીરૂપી સેતુ જેમાં છે. એવા (લશ્કરો)થી. सैन्यैः=સૈન્યથી, कपिशां तीर्त्वा=કપિશા નામની નદીને તરીને. उत्कलैः (ઉત્કલદેશના રાજાઓથી) आदर्शितः पंथाः यस्य सः उत्कलादर्शितपथः= ઉત્કલ દેશના રાજાઓએ જેને રસ્તો બતાવ્યો હતો એવો રઘુ. कलिङ्गानाम् अभिमुखः कलिङ्गाभिमुखः=કલિંગદેશને સન્મુખ થએલો રઘુ રાજા. ययौ=ગયો, ચાલ્યો.

અર્થ—ઉત્કલ દેશના રાજાઓએ જેને રસ્તો બતાવ્યો હતો; તથા કલિંગ દેશને સન્મુખ થયો છે 'એટલે કલિંગદેશ' તરફ ચાલતો હતો તે—એવો રઘુરાજા, એક હારમાં હાથીઓને રાખી, તેની સેતુ બનાવી—એવા હાથીવાળા લશ્કરથી, કપિશા નામની નદીને તરીને, આગળ ચાલ્યો—આગળ ગયો.

स प्रतापं महेन्द्रस्य, मूर्ध्नि तीक्ष्णं न्यवेशयत् ।
अङ्कुशं द्विरदस्येव, यन्ता गम्भीरवेदिनः ॥ ३९ ॥

પદચ્છેદ—सः=તે રઘુ. महेन्द्रस्य मूर्ध्नि=મહેંદ્ર પર્વતના શીખર ઉપર. तीक्ष्णं प्रतापं=ઉજ્વલ પ્રતાપ અગર કીર્તિને. न्यवेशयत्=निक्षिप्तवान्=સ્થાપતો હતો. इव= જેવી રીતે. यन्ता=માવત. गम्भीरवेदिनः द्विरदस्य (मूर्ध्नि)= " त्वभेदाच्छोणित स्रावान्मांसस्य कथनादपि। आत्मानं यो न जानाति। स स्याद्गम्भीरवेदिता " ગંભીર વેદિન જાતના હાથીના માથામાં अङ्कुशं=અંકુશને. न्यवेशयत्=સ્થાપતો હતો.

અર્થ—( ગંભીર વેદિન્ જાતના હાથીને, સેજ સાજ જખમ અગર અંકુશ ના મારની ખબર પણ પડતી નથી છતાં ) કોઈ (હુશીયાર) પાવન (ઘણાજ જોરથી) એવા ગંભીર વેદિન્ જાતના હાથીના માથામાં અંકુશ સ્થાપે છે એટલે તેને વેદના થાય એવી રીતે અંકુશને પેસાડી દેછે; તેમ રઘુ રાજાએ મહેંદ્ર પર્વતની શિખર ઉપર, (પોતાનો) તીક્ષ્ણ પ્રતાપ અગર અમલ સ્થાપ્યો.

प्रतिजग्राह कालिङ्गस्-तमस्त्रैर्गजसाधनः ।
पक्षच्छेदोद्यतं शक्रं, शिलावर्षीव पर्वतः ॥ ४० ॥

પદચ્છેદ—गजाः साधनानि यस्य स गजसाधनः=હાથીઓ રૂપી સાધનવાળો. कलिङ्गानाम् राजा इति कालिङ्गः=કલિંગ દેશનો રાજા. तम्=રઘુને अस्त्रैः=અસ્ત્રોવડે. प्रतिजग्राह=प्रत्यभियुक्तवान्=સાથે યુદ્ધ કરતો હતો. शिलावर्षिन् ઉપરથી शिलावर्षी.

**शिलावर्षी पर्वतः इव**=જે રીતે શિલાવર્ષી નામનો પર્વત, **पक्षाणाम् छेदः पक्षच्छेदः तस्मिन् उद्यतः पक्षच्छेदोद्यतः तम् पक्षच्छेदोद्यतं**=પાંખો કાપવા માટે ઉદ્યમ કરતા. (ઇંદ્ર)ને. **शक्रं**=ઇંદ્રને એટલે ઇંદ્રની સાથે.

અર્થ—પાંખો કાપવાને તત્પર થએલા ઇંદ્રની સાથે, જેમ શિલાવર્ષી પર્વત લડતો હતો; તેમ હાથીઓના સાધન વાળો કલીંગ દેશનો રાજા, શસ્ત્રો વડે, રઘુ સાથે લડતો હતો.

द्विषां विषह्य काकुत्स्थस्-तत्र नाराचदुर्दिनम् ।
सन्मङ्गलस्नात इव, प्रतिपेदे जयश्रियम् ॥ ४१ ॥

પદચ્છેદ—**ककुदि तिष्ठति इति ककुत्स्थः**=ઇક્ષ્વાકુકુળના એક રાજાનું નામ છે. જેણે ઇંદ્રના ખભા ઉપર બેસીને રાક્ષસોને હરાવ્યા હતા. **ककुत्स्थस्य गोत्रापत्यम् पुमान् काकुत्स्थः**=રઘુરાજા **तत्र**=તે લડાઇમાં. **द्विषां**=શત્રુઓની. **नाराचाणाम्** ( નારાચ નામના બાણોની ) **दुर्दिनम्** (**वृष्टिः**)-**नाराचदुर्दिनम्**=નારાચની વૃષ્ટિને. **विषह्य**=સહીને **सन्ति चतानि मङ्गलानि च सन्मङ्गलानि-सन्मङ्गलैः स्नातः** (નાહેલો) **सन्मङ्गलस्नातः**=મંગળ પદાર્થોથી સ્નાન કરેલો **इव**=જાણે હોય. **प्रतिपेदे**=પામતો હતો. **जयस्य श्रीः जयश्रीः ताम् जयश्रियम्**=વિજયલક્ષ્મીને.

અર્થ—દુશ્મનોના નારાચ બાણોની વૃષ્ટિને સહન કરીને રઘુરાજા, તે યુદ્ધમાં, જાણે મંગળ પદાર્થોથી સ્નાન કર્યો હોય, તેમ વિજય લક્ષ્મીને પામતો હતો-મેળવતો હતો.

ताम्बूलीनां दलैस्तत्र, रचितापानभूमयः ।
नारिकेलासवं योधाः, शात्रवं च पपुर्यशः ॥ ४२ ॥

પદચ્છેદ—**तत्र**=તે પર્વત ઉપર. **युध्यन्ति इति योधाः**=શરીર પુરુષો. **रचितः आपानभूमयः यैः ते रचितापानभूमयः**=કેફ કરવાના સ્થાનો જેઓથી રચાયા છે એવા (યોદ્ધાઓ). **ताम्बुलीनां दलैः**=નાગરવેલીના પાનોથી અગર પાનો વડે. **नारिकेलानाम् आसवः नारिकेलासवः तम् नारिकेलासवं**=નાળીએરના મદ્યને. **च** અને. **शत्रूणाम् इदं शात्रवं तत्-शात्रवं यशः**=શત્રુ સંબંધી યશને.**पपुः**=પિતા હતા.

અર્થ—જેઓ એ કેફ કરવાના સ્થાનો રચ્યા હતા એવા યોદ્ધાઓ, તે પર્વત ઉપર નાગરવેલના પાનો સાથે નાળીએરના મદ્યને પીતા હતા; તથા શત્રુ સંબંધી યશને પણ પીતા હતા. (ચોથા પદમાં **इव** અધ્યહાર હોવો જોઇએ અને પછી એવો અર્થ થવો જોઈએ કે-જેવી રીતે તેઓએ; શુત્રઓના યશને પાધો એટલે શત્રુઓને પાયમાલ કરી નાખ્યા; તે પ્રકારે નાળીએરના રસને-મદ્યને તેઓ પીતા હતા).

गृहीतप्रतिमुक्तस्य, स धर्मविजयी नृपः ।
श्रियं महेन्द्रनाथस्य, जहार न तु मेदिनीम् ॥ ४३ ॥

પદચ્છેદ—**सः नृपः**=તે રાજા. **धर्माय विजयः अस्ति अस्य धर्मविजयी**=ધર્મને માટે વિજય કરનાર રઘુ. **आदौ गृहीतः पश्चात् प्रतिमुक्तः गृहीतप्रतिमुक्तः तस्य गृहीतप्रतिमुक्तस्य**=પ્રથમ પકડેલો અને પછી મુક્ત કરેલો એવા (મહેન્દ્રનાથ)ની **महेन्द्रस्य नाथः महेन्द्रनाथः तस्य महेन्द्रनाथस्य**=મહેંદ્ર પર્વતના રાજાની. **श्रियं**=લક્ષ્મીને. **जहार**=હરણ કરતો હતો. **न तु मेदिनीम्**=પણ તેની પૃથ્વી લેતો ન હોય.

અર્થ—મહેન્દ્ર પર્વતનો રાજા કે જે, પ્રથમ પકડાયો હતો; અને જેને પાછળથી મુક્ત કરવામાં આવ્યો હતો; તેની રાજ્યલક્ષ્મીનું, ધર્મને માટે વિજય કરનાર, તે રઘુ રાજાએ હરણ કર્યું; પણ તેણે (તેની) પૃથ્વીનું હરણ કર્યું નહીં.

**ततो वेलातटेनैव, फलवत्पूगमालिना ।**
**अगस्त्याचरितामाशा-मनाशास्यजयो ययौ ॥ ४४ ॥**

પદચ્છેદ—**ततः**=પૂર્વ દિશાને જીત્યા પછી. **फलानि सन्ति येषाम् ते फलवन्तः-फलवन्तश्च ते पूगाश्च** (સોપારીના વૃક્ષો) **फलवत्पूगाः-फलवत्पूगानाम् माला** (હાર) **अस्ति अस्य फलवत्पूगमाली-तेन फलवत्पूगमालिना**=ફળવાળાં સોપારીનાં વૃક્ષોની હાર જ્યાં આવેલી છે એવા (સમુદ્રના કાંઠાઓ)થી એટલે કાંઠે કાંઠે. **वेलायाः तटः वेलातटः तेन-वेलातटेन**=સમુદ્રના કાંઠા પાસે પાસે થઇને (આગળ ચાલ્યો). **अगस्त्येन आचरिता-अगस्त्याचरिता ताम् अगस्त्याचरिताम्**=અગસ્ત્યનો તારો જ્યાં રહે છે તે ઠેકાણે-એટલે દક્ષિણ (દિશા). **आशाम्**=દિશા પ્રત્યે. **अनाशास्यः जयः यस्य सः अनाशास्यजयः=अप्रार्थनीयजयः**=જયને માટે જેને ઘણી મહેનત કરવી પડતી નથી એવો રઘુરાજા. **ययौ**=જતો હતો.

અર્થ—ફળવાળાં સોપારીનાં વૃક્ષોની હાર સમુદ્રના જે કાંઠા ઉપર આવેલી છે તે કાંઠે કાંઠે, દક્ષિણ દિશા તરફ, જયને માટે જેને ઘણી મહેનત કરવી પડતી નથી, એવો રઘુરાજા (આગળ) ચાલ્યો.

**स सैन्यपरिभोगेण, गजदानसुगन्धिना ।**
**कावेरीं सरितां पत्युः, शङ्कनीयामिवाकरोत् ॥ ४५ ॥**

પદચ્છેદ—**सः**=તે રઘુ. **गजस्य दानं** (મદ) **गजदानं, तेन सुगन्धः अस्ति अस्य गजदानसुगंधिः, तेन गजदानसुगन्धिना**=હાથીના મદની સુગન્ધિવાળા. **सैन्यस्य परिभोगः सैन्यपरिभोगः तेन सैन्यपरिभोगेण**=સૈન્યનાં ઉપભોગથી અગર વપરાશથી. **कावेरीं सरितां**=કાવેરી નામની નદીને. **पत्युः**=સમુદ્રથી. **शङ्कनीयाम् इव**=શંકા કરવા યોગ્ય હોય તેવી. **अकरोत्**=કરતો હતો. (**संभोगलिङ्गदर्शनात्-भर्तुः अविश्वासः इति भावः**)

અર્થ—હાથીઓના મદથી સુગંધી વાળા-લશ્કરે કરાએલા-ઉપભોગથી અગર વપરાશથી-એટલે મદજરતાં હાથીઓ નદીમાં સ્નાન કરવાથી, તે કાવેરી નદી પણ મદની ગન્ધ વાળી બની; તેથી નદીઓનો પતિ (એવો જે સમુદ્ર) કાવેરી નદી પ્રત્યે શંકાની દ્રષ્ટિથી જુવે, એવું તે રઘુરાજાએ કર્યું.

बलैरध्युषितास्तस्य, विजिगीषोर्गताध्वनः ।
मारीचोद्भ्रान्तहारीता, मलयाद्रेरुपत्यकाः ॥ ४६ ॥

પદચ્છેદ—विजेतुम् इच्छुः विजिगीषुः तस्य विजिगीषोः=જીતવાની ઇચ્છા વાળા રઘુના. गतः अध्वा यस्य सः गताध्वा, तस्य गताध्वनः (अध्वन्=માર્ગ)= જેણે રસ્તો કાપ્યો છે એવા રઘુના. तस्य=તે રઘુના. बलैः=સૈન્યોવડે. मारिचेषु उद्भ्रान्ताः [ભમતા, રખડતા] हारीताः [હારીત નામનાં પક્ષીઓ]. यासु ताः इति मारिचोद्भ्रान्तहारीताः=જેમાં હારિત નામનાં પક્ષિઓ ભમતાં હતાં એવાં મારિચનાં વનો જ્યાં આવેલા છે તે-मलयश्चासौ अद्रिश्च मलयाद्रिः तस्य मलयाद्रेः=મલય પર્વતની. पर्वतस्य आसन्नाः भूमयः उपत्यकाः=પર્વતની આસપાસનો જે મુલક હોય તે. बलैः अध्युषिताः=સૈન્યોથી સેવાતા હતા. સૈન્યો ત્યાં મુકામ કરતાં હતાં, અગર ત્યાં થઇને પસાર થતાં હતાં.

અર્થ—જ્યાં મારચ વનોમાં 'હારીત' નામનાં પક્ષીઓ ભમતાં હતાં, એવી મલય પર્વતની આસપાસની ભૂમીકાઓ, વિજયની ઇચ્છા વાળા તથા જેણે રસ્તો કાપ્યો હતો, અર્થાત્ જે ઘણે દૂર આવી પહોંચ્યો હતો, એવા રઘુના લશ્કરોથી સેવાતી હતી. એટલે રઘુ એવી ભૂમિકાઓમાં પડાવ નાંખતો હતો.

ससञ्जुरश्वक्षुण्णाना—मेलानामुत्पतिष्णवः ।
तुल्यगन्धिषु मत्तेभ—कटेषु फलरेणवः ॥ ४७ ॥

પદચ્છેદ—अश्वैः क्षुण्णाः अश्वक्षुण्णाः तासाम् अश्वक्षुण्णानाम्=અશ્વથી ખુંદાએલી एलानाम्=એલચીની લતાઓના. उत्पतितुम् शीलं येषाम् ते उत्पतिष्णवः= ઉડવાનો જેમાં ગુણ છે એવા. फलानाम् रेणवः फलरेणवः=ફળનાં રજકણો. तुल्यः गन्धः येषाम् ते तुल्यगन्धयः तेषु तुल्यगन्धिषु=સરખી સુગંધી વાળા. मत्तः (મોટો) इभः (હાથી)-मत्तेभः-મોટો હાથી. मत्ताश्च ते इमाश्च मत्तेभाः तेषाम् कटाः (ગંડસ્થળ) मत्तेभकटाः तेषु मत्तेभकटेषुः=મોટા હાથીનાં ગંડસ્થળોમાં. ससञ्जुः=ચોંટતા હતા.

અર્થ—અશ્વથી ખુંદાએલી એલચીની લતાઓની, ઉડવાના ગુણવાળી, ફૈળ રેણુ-એલચીદાણાની કકડીયો-તેના જેવાજ સુગન્ધિવાળા, મદોન્મત હાથીઓનાં ગંડસ્થળોને ચોંટતી હતી.

भोगिवेष्टनमार्गेषु, चन्दनानां समर्पितम् ।
नास्रसत्करिणां ग्रैवं, त्रिपदीछेदिनामपि ॥ ४८ ॥

પદચ્છેદ—चन्दनानां=ચંદનનાં વૃક્ષોના. भोगिनाम् वेष्टनमार्गाः भोगिवेष्टनमार्गाः तेषु-भोगिवेष्टनमार्गेषु=ચંદનનાં વૃક્ષને સર્પો વિંટાવાથી તેના ઘસારાથી થએલા માર્ગોમાં-પડેલા કાપાઓમાં. समर्पितम्=અર્પણ કરાએલી. ग्रीवासु भवं ग्रैवं=कण्ठबन्धनम्=કંઠમાં બાંધવાની સાંકળ. करिणां=હાથીઓની. त्रिपदी=पादबन्धनम्=પગે બાંધવાની સાંકળ. त्रिपदीम् छिन्दन्ति इति त्रिपदीछेदिनः तेषाम् त्रिपदीछेदी-

नाम्-निगडच्छेदिनाम् अपि=પગની સાંકળને તોડી નાંખનાર ( બળવાન હાથી )ની પણ. न अस्रसत्=ખસતી નહીં.

અર્થ—પગની સાંકળોને તોડી નાંખનાર (બળવાન) હાથીઓને કંઠમાં બાંધવાની સાંકળ, જે ચંદનનાં વૃક્ષોના સર્પોના વીંટાવાના માર્ગો અગર કાપામાં, બાંધેલી હતી, તે ખસતી નહોતી. તાત્પર્ય-ચંદનના વૃક્ષોને ખીલાને ઠેકાણે વાપરવામાં આવતા હતા; તથા તે ચંદનનાં વૃક્ષો ઘણાંજ મજબૂત હતાં; અને સર્પોને વિંટાવાના કાપા ઘણાજ ઉંડા હતા, એવો ભાવ છે.

दिशि मन्दायते तेजो, दक्षिणस्यां रवेरपि ।
तस्यामेव रघोः पाण्ड्याः, प्रतापं न विषेहिरे ॥ ४९ ॥

પદચ્છેદ—दक्षिणस्यां दिशि=દક્ષિણ દિશામાં. रवेः तेजः अपि मन्दायते=રવિનું તેજ પણ મંદ થઈ જાય છે. तस्याम् एव=તેજ દિશામાં. रघोः प्रतापं=રઘુરાજાના પ્રતાપને. पाण्डूनाम् राजानः पाण्ड्याः=પાંડુદેશના રાજાઓ. न विषेहिरे=સહન કરી શકતા નહોતા.

અર્થ—દક્ષિણ દિશામાં રવિનું--સૂર્યનું-તેજ પણ મંદ થઈ જાય છે. તે દક્ષિણ દિશામાંજ રઘુના પ્રતાપને પાંડુ દેશના રાજાઓ સહન કરી શક્યા નહીં. તાત્પર્ય-રઘુનો પ્રતાપ રવિ કરતાં પણ વધ્યો.

ताम्रपर्णीसमेतस्य, मुक्तासारं महोदधेः ।
ते निपत्य ददुस्तस्मै, यशः स्वमिव संचितम् ॥ ५० ॥

પદચ્છેદ—ते=પાંડુદેશના રાજાઓ. ताम्रपर्ण्या समेतः ताम्रपर्णीसमेतः तस्य ताम्रपर्णीसमेतस्य-ताम्रपर्णीसमेतस्य महोदधेः=તામ્રપર્ણી સાથે મળેલા સમુદ્રના. [महांश्चासौ उदधिश्च महोदधिः तस्य महोदधेः=સમુદ્રના.] संचितम्=એકઠું કરેલું. मुक्तायाः सारं मुक्तासारं=શ્રેષ્ઠ મોતીને. स्वम् संचितम् यशः इव=પોતાના યશને સાચવી રાખ્યો હોય તેમ, અથવા તેવી રીતે સાચવી રાખેલા ( શ્રેષ્ઠ મોતીને ). तस्मै= રઘુને. निपत्य=प्रणिपत्य=પ્રણામ કરીને. ददुः=આપતા હતા.

અર્થ—તામ્રપર્ણી સાથે જેનો સંગમ છે એવા સમુદ્રના, એટલે સમુદ્રમાંથી મળેલું, તથા પોતાના યશને જેવી રીતે સાચવી રાખે, તેવી રીતે સાચવી રાખેલું શ્રેષ્ઠ મોતી, તે પાંડુદેશના રાજાઓએ રઘુને નમન કરીને આપ્યું.

स निर्विश्य यथाकामं, तटेष्वालीनचन्दनौ ।
स्तनाविव दिशस्तस्याः, शैलौ मलयदर्दुरौ ॥ ५१ ॥
असह्यविक्रमः सह्यं, दूरान्मुक्तमुदन्वता ।
नितम्बमिव मेदिन्याः, स्रस्तांशुकमलङ्घयत् ॥ ५२ ॥

૫૧-૫૨ પદચ્છેદ—**सः**=તે રઘુ. **कामम् अनतिक्रम्य वर्तते इति यथाकामं**=મરજી મુજબ-જ્યાં જોઈએ ત્યાં. **तटेषु**=કાંઠાઓમાં. **आलीनाः** (ઉગી નીકળેલા) **चन्दनाः** (ચંદનવૃક્ષો) **ययोः तौ आलीनचन्दनौ-आलीनचन्दनौ शैलौ**=જેમાં જ્યાં જોઇએ ત્યાં ચંદનના વૃક્ષો છે એવા પર્વતોને. **मलयश्च दर्दुरश्च मलयदर्दुरौ**=મલય તથા દર્દુર નામના પર્વતોને **तस्याः दिशः**=તે દક્ષિણ દિશાના. **स्तनौ इव**=સ્તનો જેવા ( પર્વતો )ને. **निर्विश्य**= સેવીને-તેની પાસે થઈને, અગર ત્યાં રહીને. ૫૨ પદચ્છેદ—**असह्यः विक्रमः यस्य सः असह्यविक्रमः**=ઘણોજ બળવાન ( રઘુ ), **उदकानि सन्ति यस्य इति उदन्वान् तेन उदन्वता**=સમુદ્રથી. **सह्यं**=સિંહાદ્રી પર્વત. **उदन्वता दूरात् मुक्तं सह्यं**=સમુદ્રથી દૂર મુકાએલો સિંહાદ્રી પર્વત. **स्रस्तम् अंशुकं** ( વસ્ત્ર ) **यस्य सः स्रस्तांशुकः तम्-स्रस्तांशुकम्**=જેનું વસ્ત્ર ખસી પડયું છે એવા (નિતમ્બ)ને. **मेदिन्याः**=પૃથ્વિના. **नितम्बम् इव**=કેડની પાછળના ભાગ જેવા (સિંહાદ્રી પર્વત)ને. **अलंघयत्**=ઉલંઘન કરતો હતો.

અર્થ—દક્ષિણ દિશાના સ્તન જેવા મલય તથા દર્દુર નામના બે પર્વતો, કે જેની સમીપમાં, જ્યાં જોઇએ ત્યાં, ચંદનના વૃક્ષો ઉગ્યાં છે, તે બેઉ પર્વતોને સેવીને, અગર ત્યાં મુકામ કરીને, મહા બળવાન એવો રઘુરાજા, સમુદ્રથી દૂર મૂકાએલા, તથા જેનું વસ્ત્ર ખસી ગયું છે એવા, પૃથ્વિના નિતંબ (કટીની પાછળનો ભાગ) જેવા સિંહાદ્રી પર્વતને તે વટી જતો હતો-તેનું ઉલંઘન કરતો હતો.

तस्यानीकैर्विसर्पद्भि-रपरान्तजयोद्यतैः ।
रामास्त्रोत्सारितोऽप्यासीत्, सह्यलग्न इवार्णवः ॥ ५३ ॥

પદચ્છેદ—**अपरान्तानाम् जयः अपरान्तजयः तस्मिन् उद्यतानि** (ઉદ્યમવાળા) **अपरान्तजयोद्यतानि तैः-अपरान्तजयोद्यतैः**=દક્ષિણ દિશાના રાજાઓના જયમાં (એટલે રાજાઓને જીતવાના કાર્યમાં) ઉદ્યમવાળાં ( લશ્કરોથી ). **तस्य अनीकैः**=તે રઘુના લશ્કરથી. **विसर्पन्ति इति विसर्पन्ति** ( નાન્યેત્તર જાતીનું રૂપ છે ) **तैः विसर्पद्भिः**=જતા એવા (સૈન્યો)થી. **अर्णानि** (જળ)**सन्ति अस्य इति अर्णवः**-સમુદ્ર. **रामस्य** (પરશુરામના) **अस्त्राणि रामास्त्राणि, रामास्त्रैः उत्सारितः** ( દૂર ખસેડાએલો ) **रामास्त्रोत्सारितः**= પરશુરામના બાણથી દૂર ખસેડાએલો. **अपि**=પણ. **सह्ये लग्नः सह्यलग्नः**-સિંહાદ્રિ પર્વત સાથે ચોંટયો હોય એવો. **आसीत्**=જણાતો હતો.

અર્થ—દક્ષિણ દિશાના રાજાઓને જીતવામાં તત્પર થએલા, તથા (આગળ આગળ) ચાલ્યા જતા તે રઘુના લશ્કરોવડે, પરશુરામના બાણોથીદૂર ખસેડાએલો સમુદ્ર પણ, સિંહાદ્રિ પર્વતને જોડાઈ ગયો હોય, એવો દેખાતો હતો. તાત્પર્ય-સિંહાદ્રિથી તે સમુદ્ર સૂધી રઘુનું લશ્કર લાંબુ હતું.

भयोत्सृष्टविभूषाणां, तेन केरलयोषिताम् ।
अलकेषु चमूरेणुश्-चूर्णप्रतिनिधीकृतः ॥ ५४ ॥

પદચ્છેદ—**तेन**=રઘુથી. **भयेन उत्सृष्टानि** ( ત્યાગ કરાયાં છે ) **विभूषाणि याभिः ताः भयोत्सृष्टविभूषाः तासाम्-भयोत्सृष्टविभूषाणां**=ભયથી જેમણે ઘરેણાંનો ત્યાગ

કર્યો છે એવી ( કેરલ દેશની સ્ત્રીઓ )ના. **केरलानाम् योषितः केरलयोषितः तासाम् केरलयोषिताम्**=કેરલ દેશની સ્ત્રીઓના. **अलकेषु**=વાળોમાં. **चम्वाः रेणुः** (પુલિંગ છે) **चमूरेणुः**=લશ્કર ચાલવાથી ઉડતી રજ. **चूर्णम्**=કંકુ, હીંગલોક વીગેરે સ્ત્રીના માથાના વાળમાં પૂરવાના પદાર્થ. **चूर्णस्य प्रतिनिधिः चूर्णप्रतिनिधिः न चूर्णप्रतिनिधिः अचूर्णप्रतिनिधिः अचूर्णप्रतिनिधिः, अचूर्णप्रतिनिधिः यथा संपाद्यमानः कृतः इति चूर्णप्रतिनिधीकृतः**–કંકુ હિંગળોકને બદલે.

અર્થ—રઘુનું લશ્કર આવે છે, એવા ભયથી જેઓએ ઘરેણાંનો ત્યાગ કર્યો છે, એવી કરેલ દેશની સ્ત્રીઓના માથાના વાળોમાં, લશ્કરના ચાલવાથી ઉડતી ધૂળ, કંકુ અગર સિંદોરની પ્રતિનિધિ બની ગઇ હતી. તાત્પર્ય કંકુ અગર સિંદોરને બદલે તે ધૂળ પડી હતી.

**मुरलामारुतोद्धूत-मगमत्कैतकं रजः ।**
**तद्योधवारबाणाना-मयत्नपटवासताम् ॥ ५५ ॥**

પદચ્છેદ—**मुरलायाः** ( મુરલા નામની નદીના ) **मारुतः मुरलामारुतः–मुरलामारुतेन उद्धूतम् मुरलामारुतोद्धूतम् तत्**=મુરલા નદીના પવનથી ઉડાડેલી ( રજ ). **केतक्याः इदं कैतकं**=કેતકી સંબંધી-**कैतकं रजः**=કેતકીની રજ અગર ચૂર્ણ. **तस्य योधाः तद्योधाः तद्योधानाम्–वारबाणाः** ( બખ્તરો ) **तद्योधवारबाणाः तेषाम्–तद्योधवारबाणानाम्**=રઘુના યોધાઓના બખ્તરોના. **पटानाम्** (વસ્ત્રોના) **वासः** ( રંગ ) **पटवासः**=વસ્ત્રોના રંગ. **पटवासस्य भावः पटवासता–ताम्=पटवासताम्**=વસ્ત્રના રંગપણાને. **न यत्नः इति अयत्नः–अयत्नेन पटवासताम्**=વિના મહેનતે વસ્ત્રના રંગપણાને. **अगमत्**=પામતી હતી.

અર્થ—મુરલા નદીના પવનથી ઉડાડેલી કેતકીની રજ, તે રઘુના યોધાઓના બખ્તરોના વિનાપરિશ્રમે વસ્ત્રોના રંગપણાને પામતી હતી. એટલે તે રજ ઉડવાથી, તેના યોદ્ધાઓના બખ્તરો, વિના રંગ્યે વસ્ત્રના રંગજેવા રંગાએલા જણાતા હતા.

**अभ्यभूयत वाहानां, चरतां गात्रशिञ्जितैः ।**
**वर्मभिः पवनोद्धूत–राजतालीवनध्वनिः ॥ ५६ ॥**

પદચ્છેદ—**चरन्ति इति चरन्तः तेषाम् चरतां**=ચાલ્યા જતા એવા. **वाहानाम्**=અશ્વોના. **शिञ्जितानि**=શબ્દ કરતી અગર અવાજ કરતી. **गात्रेषु शिञ्जितानि गात्रशिञ्जितानि तैः गात्रशिञ्जितैः**=ગાત્રમાં થતા અવાજોવાળા (બખ્તરો) થી. **वर्मभिः**=બખ્તરોથી. **पवनैः उद्धूतानि पवनोद्धूतानि. राजतालीनाम् वनानि राजतालीवनानि**=મોટાં તાડીનાં વનો. **पवनोद्धूतानि यतानि राजतालीवनानि च पवनोद्धूतराजतालीवनानि-तेषाम् ध्वनिः पवनोद्धूतराजतालीवनध्वनिः**=પવનથી ઉડાડેલા (હલાવાતાં) મોટા તાડોના વનમાં થતો અવાજ **अभ्यभूयत**=તિરસ્કાર કરાતો હતો, તુચ્છકારાતો હતો.

અર્થ—પવનથી ઉડાડેલા (હલાવાતા) મોટા તાડના વૃક્ષોનાં વનોમાં થતો અવાજ, ચાલ્યા જતા ઘોડાઓના ગાત્રમાં બખ્તરથી થતા અવાજ વડે, તિરસ્કારાતો હતો–તુચ્છકારાતો હતો. એટલે બખ્તરથી થતા અવાજ પાસે, તાલીવનમાં થતો અવાજ કાંઈ હિસાબમાં નહોતો.

**खर्जूरीस्कन्धनद्धानां, मदोद्गारसुगन्धिषु ।**
**कटेषु करिणां पेतुः, पुंनागेभ्यः शिलीमुखाः ॥ ५७ ॥**

પદચ્છેદ—**खर्जूरीणाम्** (ખજુરીના વૃક્ષોની) **स्कन्धाः खर्जूरीस्कन्धाः तेषु नद्धाः** (**बद्धाः**) **खर्जूरीस्कन्धनद्धाः तेषाम् खर्जूरीस्कन्धनद्धानाम्**=ખજુરીની ડાળોમાં બાંધેલા **इति करिणां**=હાથીઓના. **मदस्य उद्गारः** (શ્રાવ) **मदोद्गारः तेन सुगन्धयः मदोद्गारसुगन्धयः तेषु मदोद्गारसुगन्धिषु**=મદનાશ્રાવથી જેઓ સુગંધિવાળા છે એવા (ગંડસ્થળોમાં. **कटेषु**=ગંડસ્થળોમાં. **पुंनागेभ्यः**=**नागकेशरेभ्यः**=નાગકેશરના (સુગન્ધિવાળા) વૃક્ષો ઉપરથી. **शिलीमुखाः**=**अलयः**=મધમાખીઓ. **पेतुः** (**पत्** ધાતુ)=પડતી હતી.

અર્થ—ખજુરીનાં વૃક્ષોની ડાળીઓમાં બાંધેલા હાથીઓના, મદના શ્રાવથી સુગંધીવાળા ગંડસ્થળોમાં, નાગકેસરનાં (સુગન્ધિવાળાં) વૃક્ષો ઉપરથી (ઉડીને), મધમાખીઓ પડતી હતી–બેસતી હતી. તાત્પર્ય નાગકેશરની સુગંધિના કરતાં પણ હાથીઓનાં ગંડસ્થળમાં વધારે સુગન્ધી હતી.

**अवकाशं किलोदन्वान्, रामायाभ्यर्थितो ददौ ।**
**अपरान्तमहीपाल–व्याजेन रघवे करम् ॥ ५८ ॥**

પદચ્છેદ—**किल**=ખરેખર. **उदन्वान्**=સમુદ્ર. **अभ्यर्थितः उदन्वान्**=(રામથી) પ્રાર્થના કરાએલા સમુદ્રે **रामाय अवकाशं ददौ**=રામને માર્ગ આપ્યો. **अपरान्तमहीपालानाम्** ( પશ્ચિમદિશાના રાજાઓના ) **व्याजः तेन अपरान्तमहीपालव्याजेन**= પશ્ચિમદેશના રાજાઓના બ્હાનાથી એટલે તેમની મારફતે. **रघवे करं ( ददौ )**=( સમુદ્ર ) રઘુને કરવેરો ( આપતો હતો ).

અર્થ—રામથી પ્રાર્થના કરાએલો સમુદ્ર, એટલે રામે જ્યારે પ્રાર્થના કરી ત્યારેજ, સમુદ્રે ખરેખર (લંકામાં) જવાનો માર્ગ આપ્યો હતો; (પણ) (તેજ) સમુદ્રે (માગ્યાવિના) રઘુને પશ્ચિમદેશના રાજાઓની મારફતે (મોતી વીગેરેનો) કર આપ્યો હતો.

**मत्तेभरदनोत्कीर्ण–व्यक्तविक्रमलक्षणम् ।**
**त्रिकूटमेव तत्रोच्चैर्–जयस्तम्भं चकार सः ॥ ५९ ॥**

પદચ્છેદ—**तत्र**=ત્યાં **त्रिकूटम्**=ત્રિકૂટને. **मत्ताश्च ते इभाश्च मत्तेभाः मत्तेभानाम् रदनोत्कीर्णानि** (દાંતનું ઉખેડાવું) **एव व्यक्तानि** (પ્રગટ) **विक्रमलक्षणानि** (બળનું લક્ષણ) **यस्मिन् सः मत्तेभरदनोत्कीर्णव्यक्तविक्रमलक्षणः तम् मत्तेभरदनोत्कीर्ण**

**व्यक्तविक्रमलक्षणम्**=મોટા હાથીઓના દાંતને પાડી નાંખવાનું કાર્ય એજ જ્યાં બળના લક્ષણ તરીકે પ્રગટ છે એવા (ત્રિકૂટ પર્વત) ને. **उच्चैः**=ઉન્નત અગર મોટા. **जयस्य स्तम्भः जयस्तम्भः तम् जयस्तम्भं**=જયના સ્થંભને. **स चकार**=તે રઘુ કરતો હતો, તે રઘુએ બનાવ્યો હતો.

અર્થ—તે દિશામાં ત્રિકૂટ નામના પર્વતમાં, મોટા મોટા હાથીઓના દાંત પાડવાની ક્રિયા કરવાથી, રઘુના બળનું લક્ષણ પ્રગટ થયું હતું. એટલે જ્યાં રઘુએ મોટા મોટા હાથીઓના દાંત તોડી નાંખ્યા હતા, તે ત્રિકૂટ પર્વતનેજ તેણે મોટો જયસ્થંભ બનાવ્યો હતો.

पारसीकास्ततो जेतुं, प्रतस्थे स्थलवर्त्मना ।
इन्द्रियाख्यानिव रिपूंस्-तत्त्वज्ञानेन संयमी ॥ ६० ॥

પદચ્છેદ—**पारसीकान्**=પારસી દેશોને. **ततः**=પછી. **जेतुं**=જીતવાને. **प्रतस्थे**=નિકળ્યો. **स्थलस्य वर्त्म स्थलवर्त्म तेन स्थलवर्त्मना**=પગરસ્તે. **संयमः अस्ति अस्य इति संयमी**=યોગી પુરૂષ. **तत्त्वज्ञानेन**=તત્વજ્ઞાનના સાધનવડે. **इव**=જે પ્રમાણે. **इन्द्रियाणि आख्या** (નામ) **येषाम् ते इन्द्रियाख्याः तान् इन्द्रियाख्यान् रिपून्**=ઇંદ્રિયો નામના દુશ્મનોને.

અર્થ—સંયમી પુરૂષ જેમ તત્ત્વજ્ઞાનના સાધનવડે, ઇંદ્રિયો નામના દુશ્મનોને જીતવા નીકળે છે; તેમ રઘુરાજા ઇરાન વિગેરે પારસી-દેશોને જીતવા માટે પગરસ્તે નીકળ્યો.

यवनीमुखपद्मानां, सेहे मधुमदं न सः ।
बालातपमिवाब्जाना-मकालजलदोदयः ॥ ६१ ॥

પદચ્છેદ—**यवनीनाम् मुखपद्मानि यवनीमुखपद्मानि तेषाम् यवनीमुखपद्मानाम्**=યવનની કમળ સરખા મુખવાળી સ્ત્રીઓના. **मधुना** (મદ્યવડે) **मदः** (ઉન્મતપણુ) **मधुमदः तम् मधुमदं**=મદ્યવડે થએલા ઉન્મતપણાને. **सः न सेहे**=તે રઘુ સહન કરતો નહીં. **अकाले जलदानाम्** (વાદળાંનો) **उदयः अकालजलदोदयः**=રૂતુ વિનાનો વાદળાંનો થએલો ઉદય. **अप्सु जातानि अब्जानि** (કમળો) **तेषाम् अब्जानाम्**=કમળોના. **बालश्चासौ आतपश्च बालातापः तम् बालातापम्**=સવારના મૃદુ તડકાને.

અર્થ—જેમ રૂતુવિનાના વાદળાંનો થએલો ઉદય, કમળોના સવારના મૃદુ તડકાને પણ અટકાવે છે; તેમ કમળ સરખા મુખવાળી યવનની સ્ત્રીઓના, મદ્યથી થએલા ઉન્મતપણાને-મદને, તે રઘુ સહન કરતો નહોતો; એટલે-મદને અટકાવતો હતો-એટલે-તે સ્રીયોને ભયમાં નાંખી દેતો હતો.

संग्रामस्तुमुलस्तस्य, पाश्चात्त्यैरश्वसाधनैः ।
शार्ङ्गकूजितविज्ञेय-प्रतियोधे रजस्यभूत् ॥ ६२ ॥

પદચ્છેદ—**तस्य**=રઘુના. **अश्वाः साधनम् येषाम् ते अश्वसाधनाः तैः अश्वसाधनैः**=ઘોડારૂપી જેમની પાસે સાધન છે એવા (પશ્ચિમદેશના યવન રાજાઓ) સાથે.

**पश्चात् भवाः पाश्चात्याः तैः पाश्चात्यैः**=પશ્ચિમદેશના યવન રાજાઓ સાથે. **तुमुलः सङ्ग्रामः अभूत्**=મોટું યુદ્ધ થયું. **रजसि**=રજમાં–નરી ધૂળ ઉડતી હતી તેમાં. (હવે ધૂળનું વિશેષણ કહે છે)**शृङ्गाणाम् विकाराः** (શીંગડાના બનાવેલા) **शार्ङ्गाणि** (શીંગડાના ધનુષ્યો) **तेषाम् कूजितानि** (શબ્દો) **शार्ङ्गकूजितानि तैः विज्ञेयाः** (જણાતા) **प्रतियोधाः** (સામા લશ્કરના યોધાઓ) **यस्मिन तत् इति शार्ङ्गकूजितविज्ञेयप्रतियोधम्–तस्मिन्–शार्ङ्गकूजितविज्ञेयप्रतियोधे**=શિંગડાના ધનુષ્યથી થતા અવાજને લીધે સામાપક્ષના યોધાઓ ઓળખાતા હતા તેવી (ધુળ)માં.

અર્થ—શિંગડાના ધનુષ્યથી થતા અવાજને લીધે, સામા પક્ષના યોધાઓ ઓળખાતા હતા તેવી ધૂળમાં, એટલે જ્યાં ઘણીજ ધૂળ ઉડતી હતી–તે સ્થળમાં, ઘોડાનાં સાધનવાળા પશ્ચિમદેશના યવનરાજાઓની સાથે, તે રઘુને મોટું યુદ્ધ થયું.

भल्लापवर्जितैस्तेषां, शिरोभिः श्मश्रुलैर्महीम्।
तस्तार सरघाव्याप्तैः, स क्षौद्रपटलैरिव ॥ ६३ ॥

પદચ્છેદ—**भल्लैः** ( ભાલાથી ) **अपवर्जितानि** ( કાપી નાંખેલા ) **भल्लापवर्जितानि तैः भल्लापवर्जितैः**=ભાલાથી કાપી નાંખેલા ( માથાઓ )થી. **तेषां**=તે યવન રાજાઓના. **श्मश्रु**=મુચ્છ. **श्मश्रुणि लान्ति** ( ધારણ કરે ) **इति श्मश्रुलानि तैः श्मश्रुलैः–श्मश्रुलैः शिरोभिः**=દાઢીમૂછવાળા માથાઓથી. **सः महीम तस्तार**=તે રઘુ પૃથ્વીને ઢાંકતો હતો. **सरघाभिः**(મધમાખોથી) **व्याप्तानि सरघाव्याप्तानि तैः सरघाव्याप्तैः**=મધમાખોથી વ્યાપ્ત થએલા ( મધપુડાઓથી વ્યાપ્ત થએલા ( મધપુડાઓ )થી. **क्षुद्राभिः** ( માંખીઓથી ) **कृतानि क्षौद्राणि** (મધ). **क्षौद्राणाम्** (મધના) **पटलानि** (મધપુડાઓ) **क्षौद्रपटलानि तैः क्षौद्रपटलैः**=મધના મધપૂડાઓથી. **इव**=જેમ.

અર્થ—મધમાખોથી વ્યાપ થએલો મધપુડો જેમ હોય, તેમ–ભાલાથી કપાએલાં તેઓનાં દાઢીમુચ્છવાળાં માથાંઓથી, તે રઘુ પૃથ્વીને ઢાંકતો હતો.

अपनीतशिरस्त्राणाः, शेषास्तं शरणं ययुः ।
प्रणिपातप्रतिकारः, संरम्भो हि महात्मनाम् ॥ ६४ ॥

પદચ્છેદ—**शिरसः त्राणानि शिरस्त्राणानि**=માથાના ટોપ. **अपनीतानि** ( દૂર કર્યા છે ) **शिरस्त्राणानि यैः ते अपनीतशिरस्त्राणाः**=જેમણે ( પોતાને ) માથેથી ટોપો દૂર કર્યા હતા એવા. **शेषाः**=હણાતા બાકી રહેલા રાજાઓ. **तम् शरणं ययुः**=તે રઘુને શરણે આવ્યા હતા. **हि**=કારણ કે. **महान् आत्मा येषाम् ते महात्मानः तेषाम्=महात्मनाम्**=મોટા પુરૂષોના. **संरम्भः**=ક્રોધને. **प्रणिपातः** ( નમી પડવું ) **एव प्रतीकारः** ( ઇલાજ ) **यस्य सः प्रणिपातप्रतीकारः**=નમી પડવું એજ જેનો ઇલાજ છે એવો ક્રોધ.

અર્થ—હણાતા બાકી રહેલા રાજાઓ, માથાના ટોપ ઉતારીને–એટલે શરણાંગત બનીને–રઘુને શરણે આવ્યા. એવો નિયમ છે કે–મોટા પુરૂષના ક્રોધનો ઇલાજ નમી પડવું એજ હોય છે. તાત્પર્ય–મોટા પુરૂષની સામે લડવાથી, તેમને વશ કરી શકાય નહીં; પણ નમી પડવાથીજ તેઓને વશ કરી શકાય.

विनयन्ते स्म तद्योधा, मधुभिर्विजयश्रमम् ।
आस्तीर्णाजिनरत्नासु, द्राक्षावलयभूमिषु ॥ ६५ ॥

પદચ્છેદ—तस्य योधाः तद्योधाः=રઘુના યોદ્ધાઓ. रत्नं=ઉત્તમ. अजिनरत्नं=ઘોડાનું ઉત્તમ પલાણ. आस्तीर्णानि (પાથરી દીધા છે) अजिनरत्नानि यासु ताः आस्तीर्णाजिनरत्नाः तासु-आस्तीर्णाजिनरत्नासु=સુંદર પલાણો જ્યાં પાથરી દીધાં છે તેવી (દ્રાક્ષના મંડપની જગ્યામાં). द्राक्षाणाम् वलयानि द्राक्षावलयानि (દ્રાક્ષના માંડવા) तेषाम् भूमयः द्राक्षावलयभूमयः तासु द्राक्षावलयभूमिषु=દ્રાક્ષના માંડવાવાળી જગ્યામાં. मधुभिः=મધોવડે. विजयस्य श्रमः विजयश्रमः तम् विजयश्रमम्=વિજયના થાકને. विनयन्ते स्म=ઉતારતા હતા, દૂર કરતા હતા.

અર્થ—જ્યાં ઘોડાનાં ઉત્તમ જીન પાથરી દીધાં હતાં, એવી દ્રાક્ષના મંડપની જગ્યાઓમાં, તે રઘુના યોદ્ધાઓ, મધુપાન કરીને, વિજયના થાકને ઉતારતા હતા.

ततः प्रतस्थे कौबेरीं, भास्वानिव रघुर्दिशम् ।
शरैरुस्रैरिवोदीच्या-नुद्धरिष्यन्रसानिव ॥ ६६ ॥

પદચ્છેદ—ततः=પછી. कुबेरस्य इयं कौबेरी ताम् कौबेरीं कौबेरीं-दिशम्=ઉત્તર દિશા પ્રતિ. भास्वान् इव=સૂર્યની પેઠે. रघुः प्रतस्थे=રઘુ નિકળ્યો-ચાલ્યો. शरैः=બાણોવડે. उस्रैः=કિરણોવડે. इव=જેમ. उदीचि भवाः उदीच्याः तान् उदीच्यान्=ઉત્તરદિશાના રાજાઓને. उद्धरिष्यति इति उद्धरिष्यन्=ઉદ્ધાર કરતો અગર ખેંચતો. रसान् इव=જેમ રસોને-જળને.

અર્થ—જેમ સૂર્ય (પોતાના) કિરણો વડે, ઉત્તર દિશાના રસોને-જળોને ખેંચતો ખેંચતો, ઉત્તર દિશામાં ચાલ્યો જાય છે; તેમ રઘુ (પણ) (પોતાના) બાણો વડે કરીને ઉત્તર દિશાના રાજાઓને ખેંચતો ખેંચતો, એટલે હઠાવતો હઠાવતો, ઉત્તર દિશા તરફ ચાલ્યો જતો હતો.

विनीताध्वश्रमास्तस्य, सिन्धुतीरविचेष्टनैः ।
दुधुवुर्वाजिनः स्कन्धाँ-ल्लग्नकुङ्कुमकेसरान् ॥ ६७ ॥

પદચ્છેદ—अध्वनः श्रमः अध्वश्रमः=રસ્તાનો થાક. विनीतः अध्वश्रमः येषाम् ते विनीताध्वश्रमाः=રસ્તાનો થાક જેમનો ઉતરી ગયો છે એવા [ઘોડાઓ]. वाजः [વેગ] अस्ति येषाम् वाजिनः=ઘોડાઓ. सिन्धोः तीरम् सिन्धुतीरम्-सिन्धुतीरे विचेष्टनानि [આળોટવું તે] सिन्धुतीरविचेष्टनानि तैः सिन्धुतीरविचेष्टनैः=સિંધુ નદીના કાંઠા ઉપર આળોટવાથી. लग्नाः कुंकुमकेसराः येषाम् ते लग्नकुंकुमकेसराः तान् लग्नकुंकुमकेसरान्=જેને કેસરના પરાગો ચોંટેલા છે એવા. स्कन्धान्=कायान्=ગાત્રોને અગર શરીરને. दुधुवुः-कम्पयन्ति स्म=ધુજાવતા અગર હલાવતા હતા.

અર્થ—સિંધુ નદીને તીરે આળોટવાથી જેનો રસ્તાનો થાક ઉતરી ગયો હતો એવા-તે રઘુના ઘોડાઓ, કેસરના પરાગ લાગેલા પોતાના અંગને ધ્રુજાવતા હતા-કંપાવતા હતા.

तत्र हूणावरोधानाम्, भर्तृषु व्यक्तविक्रमम् ।
कपोलपाटलादेशि, बभूव रघुचेष्टितम् ॥६८॥

પદચ્છેદ—**तत्र**=તે ઉત્તર દિશામાં. **भर्तृषु=भर्तृवधेन**=પતિના વધથી, પતિપ્રત્યે. **व्यक्तः विक्रमः यस्य तत्, व्यक्तविक्रमं, तत् व्यक्तविक्रमम्**=જેનું બળ પ્રગટ થયું છે તેવું. **रघोः चेष्टितम् रघुचेष्टितम्**=રઘુનું કાર્ય. **हूणानाम्** ( હૂણદેશના રાજાઓના) **अवरोधाः** ( અંતઃપુરની રાણીઓ ). **हूणावरोधाः तेषाम्-हूणावरोधानाम्**=હૂણદેશના રાજાઓની અંતઃપુરમાં વસતી રાણીઓના. **कपोलस्य** (ગાલના) **पाटलः** ( લાલાશ અગર લાલરંગ.) **कपोलपाटलः-कपोलपाटलस्य आदेशि** ( પ્રગટ કરનાર ) **कपोलपाटलादेशि**=ગાલની લાલાશ પ્રગટ કરતું હોય તેવું ( રઘુનું કાર્ય ) **बभूव**=થયું.

અર્થ—હૂણદેશના રાજાઓના વધમાં-હરાવવાના કાર્યમાં, જેનું બળ પ્રગટ થઇ ચૂકયું હતું, એવા રઘુનું વર્તન અગર કાર્ય, તે રાજાઓની અંતઃપુરની સ્ત્રીઓના ગાલમાં લાલાશ પેદા કરવા સૂચવતું હોય તેમ જણાયું. તાત્પર્ય–રઘુએ તે સ્ત્રીઓના ધણીને માર્યા; તેથી તે સ્ત્રીઓએ કુટીને અગર કલેશ કરીને, પોતાના ગાલ લાલ બનાવ્યા-ખેદયુક્ત ચહેરો ધારણ કર્યો.

काम्बोजाः समरे सोढुं, तस्य वीर्यमनीश्वराः ।
गजालानपरिक्लिष्टै-रक्षोटैः सार्धमानताः ॥ ६९ ॥

પદચ્છેદ—**काम्बोजाः**=કંબોજ દેશના રાજાઓ. **समरे**=રણમાં, લડાઇમાં. **तस्य वीर्यम् सोढुं**=તેના એટલે રઘુના બળને સહન કરવાને. **न ईश्वराः अनीश्वराः**=અસમર્થ, કાયર. **गजानाम् आलानम्** ( ખીલો ). **गजालानम् तेन परिक्लिष्टाः** (હણાએલા ) **गजालानपरिक्लिष्टाः तैः गजालानपरिक्लिष्टैः**=હાથીના ખીલા તરીકે વપરાવાથી નમી પડેલા. **अक्षोटैः सार्धम्**=અખોડનાં વૃક્ષોની સાથે. **आनताः**=નમ્યા.

અર્થ—અખોડનાં વૃક્ષો કે જેની સાથે હાથીઓ બાંધ્યા હતા; તે અખોડનાં વૃક્ષો, જેમ હાથીઓના બળથી હણાઇ ગયા, અગર નમી પડ્યા હતા; તે પ્રમાણેજ અસમર્થ એવા કંબોજ દેશના રાજાઓ (પણ), રણસંગ્રામમાં, રઘુના બળને સહન ન કરીને, નમી પડયા.

तेषां सदश्वभूयिष्ठास्-तुंगा द्रविणराशयः ।
उपदा विविशुः शश्वन्, नोत्सेकाः कोसलेश्वरम् ॥ ७० ॥

પદચ્છેદ—**तेषाम्**=તે કંબોજ દેશના રાજાઓના. **सन्तश्च** ( સારા ) **ते अश्वाश्च सदश्वाः तैः भूयिष्ठाः** ( ઘણા ) **सदश्वभूयिष्ठाः**=ઘણા સારા ઘોડાઓ ઉપર લાદેલા **तुङ्गाः**=મોટા ગંજાવર. **द्रविणानाम् राशयः द्रविणराशयः**=દ્રવ્યોના ઢગલાઓ. **उपदाः**=ભેટ. **शश्वत्**=નિરંતર. **कोसलानाम् ईश्वरः कोसलेश्वरः तम् कोसलेश्वरम्**=કોસલદેશના રઘુરાજા પ્રત્યે. **विविशुः**=આવતા હતા, પેસતા હતા. **उत्सेकाः**=ગર્વો. **न विविशुः**=પેસતા નહોતા.

અર્થ—કંબોજ દેશના રાજાઓની ભેટના રૂપમાં, સારા અશ્વો ઉપર લાદેલા દ્રવ્યના મોટા અને ઘણા ઢગલાઓ, કોસલદેશના રઘુરાજા તરફ ચાલ્યા આવતા હતા. તેઓના ગર્વો (બડાઇભર્યાં વચનો) રઘુતરફ ચાલ્યા આવતા નહોતા. તાત્પર્ય—આટલું બધું દ્રવ્ય આપતા હતા, તોપણ તેઓ બડાઈનાં વચનો બોલતા નહીં.

**ततो गौरीगुरुं शैल-मारुरोहाश्वसाधनः ।**
**वर्धयन्निव तत्कूटा-नुद्धूतैर्धातुरेणुभिः ॥ ७१ ॥**

પદચ્છેદ—ततः=પછી. अश्वाः साधनम् यस्य सः अश्वसाधनः=જેને ઘોડાનું સાધન છે એવો રઘુ. गौर्याः गुरुः गौरीगुरुः तम् गौरीगुरुम्=હિમાલયને. शैलम्=પર્વતને. आरुरोह=ચડતો હતો. उद्धूतैः=ઉડાડેલી એવી. धातूनाम् रेणवः धातुरेणवः तैः धातुरेणुभिः=उद्धूतैः धातुरेणुभिः=ઉડાડેલી ધાતુની રેણુવડે. तस्य कूटाः तत्कूटाः तान्-तत्कूटान्=તે હીમાલયના શિખરોને. वर्धयति इति वर्धयन्-वर्धयन् इव=જાણે વધારતો હોય તેમ.

અર્થ—તે પછી, ધાતુની ઉડતી રેણુવડે-એટલે તે રેણુના ગોટાથી-જાણે હીમાલયનાં શીખરોને વધારતો હોય-એવો, તથા ઘોડાનું જેની પાસે સાધન છે એવો રઘુરાજા, હીમાલય પર્વત ઉપર ચડતો હતો.

**शशंस तुल्यसत्त्वानां, सैन्यघोषेऽप्यसंभ्रमम् ।**
**गुहाशयानां सिंहानां, परिवृत्यावलोकितम् ॥ ७२ ॥**

પદચ્છેદ—तुल्यं सत्त्वं येषाम् ते तुल्यसत्त्वाः तेषाम् तुल्यसत्त्वानाम्=તુલ્ય પરાક્રમવાળા (સિંહો) ના. गुहासु शेरते इति गुहाशयाः तेषाम् गुहाशयानाम्=ગુફામાં સુવાવાળા (સિંહો) ના. सिंहानाम्=સિંહોના. परिवृत्य=પાછું ફરીને. अवलोकितम्=જોવું તે, જોવાની ક્રિયા તે. (આ ક્રિયા शशंस નો કર્તા છે). सैन्यस्य घोषः सैन्यघोषः सैन्यघोषः तस्मिन् सैन्यघोषे-सैन्यघोषे अपि=સૈન્યનો આ અવાજ (ખળભળાટ) થતો હતો તોપણ. न संभ्रमः असंभ्रमः तम् असंभ्रमम्=ક્ષોભ રહીતપણાને, નિડરપણાને. शशंस=કહેતું હતું, સૂચવતું હતું.

અર્થ—સૈન્ય મોટા અવાજથી ચાલતું હતું; તોપણ રઘુ સરખા બળવાન અને ગુફામાં સુવાવાળા સિંહો, તેનું સામું માત્ર પાછું વાળીને જોતા હતા. જોવાની આ ક્રિયા તે સિંહોના ક્ષોભરહિતપણાને અથવા નિડરપણાને સૂચવતી હતી. તાત્પર્ય-આ સિંહો નિડર હતા.

**भूर्जेषु मर्मरीभूताः, कीचकध्वनिहेतवः ।**
**गङ्गाशीकरिणो मार्गं, मरुतस्तं सिषेविरे ॥ ७३ ॥**

પદચ્છેદ—भूर्जेषु=ભોજપત્રો વિશે. न मर्मराः अमर्मराः अमर्मराः मर्मराः यथा संपद्यमानाः भूताः इति मर्मरीभूताः=મરમર શબ્દ કરતા. कीचकानाम् (વાંસ) ध्वनिः कीचकध्वनिः तस्य हेतवः कीचकध्वनिहेतवः=વાંસોના અવાજના હેતુભુત-કારણ, गङ्गायाः शीकराः (જળકણો) सन्ति येषाम् गंगाशीकरिणः=ગંગાનાં જળનાં કણો જેમાં છે એવા मरुतः=પવનો. मार्गे=માર્ગમાં. तम् सिषेविरे=તે રઘુને શેવતા હતા.

અર્થ—ભોજપત્રોમાં 'ખડખડ' અગર 'મરમર' શબ્દ કરતા (પવનો), તથા વાંસડાઓમાં અવાજ કરવાવાળા (પવનો), તથા ગંગાનાં જળના કણો જેમાં છે એવા પવનો, તે રઘુને માર્ગમાં સેવતા હતા.

विशश्रमुर्नमेरूणां, छायास्वध्यास्य सैनिकाः ।
दृषदो वासितोत्संगा, निषण्णमृगनाभिभिः ॥ ७४ ॥

પદચ્છેદ—सेनायाम् समवेताः (મળેલા) सैनिकाः=યોદ્ધાઓ. नमेरूणां=નમેરૂ નામનાં વૃક્ષોની. छायासु=છાયામાં. निषण्णाश्चते (બેઠેલા) मृगाश्च निषण्णमृगाः तेषाम् नाभयः (દુંટીઓ એટલે કસ્તુરી) निषण्णमृगनाभयः तैः निषण्णमृगनाभिभिः= નાભીવડે એટલે કસ્તુરીવડે કરીને. वासिताः (વાસવાળાં) उत्सङ्गाः (તળીયાં) यासाम् ताः वासितोत्सङ्गाः=વાસવાળાં જેનાં તળીયાં છે એવા. दृषदः=શીલાઓ પ્રત્યે-એટલે શિલાઓ ઉપર. अध्यास्य=સેવીને અગર બેસીને. विशश्रमुः=વિશ્રામ લેતા હતા.

અર્થ—નમેરૂ નામનાં વૃક્ષોની છાયામાં બેઠેલા મૃગોની કસ્તુરીથી, જેનાં તળીયાં સુવાસીત થયાં હતાં, એવા પત્થરો ઉપર બેસીને, લશ્કરના યોદ્ધાઓ આરામ લેતા હતા.

सरलासक्तमातंग-ग्रैवेयस्फुरितत्विषः ।
आसन्नोषधयो नेतु र्-नक्तमस्नेहदीपिकाः ॥ ७५ ॥

પદચ્છેદ—सरलेषु (દેવદારના વૃક્ષોમાં) आसक्तानि (સ્થાપેલી અગર બાંધેલી) सरलासक्तानि. ग्रीवासु भवानि ग्रैवेयाणि=ડોકમાં બાંધવાની સાંકળો. मातङ्गस्य ग्रैवेयाणि मातङ्गग्रैवेयाणि=હાથીના ડોકમાં બાંધવાની સાંકળો. सरलासक्तानि चतानि मातङ्गग्रैवेयाणि च सरलासक्तमातङ्गग्रैवेयाणि-तेषु स्फुरिताः (સ્ફુરાયમાન) त्विषः (કાન્તિ) यासाम् ताः सरलासक्तमातङ्गग्रैवेयस्फुरितत्विषः=દેવદારૂમાં બાંધેલી સાંકળોમાં જેની કાન્તિ સ્ફુરાયમાન થઇ રહી છે એવી (ઓષધિમાં). औषधयः=ज्योतिर्लताः= તેજવાળી લતાઓ. नक्तं=રાત્રિના વિષે. नेतुः=રઘુ પ્રત્યે. स्नेहस्य (દિવેલ, તેલ) दीपिकाः (દિવાઓ) स्नेहदीपिकाः स्नेहदीपिकाः न भवन्ति इति अस्नेहदीपिकाः=તેલ વિનાના દિવા રૂપે. आसन्=થતી હતી-બની હતી.

અર્થ—દેવદારનાં વૃક્ષો સાથે બાંધેલી હાથીઓની સાંકળોમાં, જેની કાન્તિ સ્ફુરાયમાન થઈ રહી હતી એવી ઓષધિયો-તેજની લતાઓ, તેલવીનાના દિવા જેવી તે રઘુપ્રત્યે બની હતી.

तस्योत्सृष्टनिवासेषु, कण्ठरज्जुक्षतत्वचः ।
गजवर्ष्म किरातेभ्यः, शशंसुर्देवदारवः ॥ ७६ ॥

પદચ્છેદ—**तस्य**=રઘુના. **उत्सृष्टाश्चते** (તજાએલા) **निवासाश्च** (સ્થાનો) **उत्सृष्टनिवासाः तेषु-उत्सृष्टनिवासेषु**=જે જગ્યાએ એક વખત લશ્કરે મુકામ કર્યો હતો, અને પછી તે જગ્યાનો ત્યાગ કર્યો હતો તે સ્થાનો એટલે-ત્યજાએલાં સ્થાનો. **कण्ठरज्जुभिः क्षताः त्वचः** (છાલો) **येषाम् ते कण्ठरज्जुक्षतत्वचः**=કંઠનું બંધન-સાંકળ બાંધવાથી જેની છાલો ઉખડી ગઇ છે એવાં (દેવદારનાં) વૃક્ષો. **किरातेभ्यः**=ભીલ લોકોને. **गजानाम् वर्ष्म गजवर्ष्म**=હાથીઓનું પ્રમાણ. **शशंसुः**=કહેતા હતા-સૂચવતા હતા.

અર્થ—જે જગ્યાએ લશ્કરે મુકામ કર્યો હતો; અને પછી તેનો ત્યાગ કર્યો હતો; તે ત્યજાએલાં સ્થાનોમાં; કંઠની સાંકળથી જેની છાલો ઉખડી ગઇ હતી; એવાં દેવદારનાં વૃક્ષો, ભિલ્લ લોકોને હાથીનું પ્રમાણ સૂચવતા હતા. એટલે-કેવડો ઉંચો અગર કેવડો નીચો હાથી, અહીં બાંધ્યો હતો, તે વાત દેવદાર પર થએલા કાપાથી સમજી શકાતી હતી.

तत्र जन्यं रघोर्घोरं, पर्वतीयैर्गणैरभूत् ।
नाराचक्षेपणीयाश्म-निष्पेषोत्पतितानलम् ॥ ७७ ॥

પદચ્છેદ—**तत्र**=તે હિમાલયમાં. **पर्वते भवाः पर्वतीयाः तैः पर्वतीयैः**=પહાડી લોકોસાથે. **गणैः**=સમુહો સાથે. **रघोः घोरं जन्यं** (યુદ્ધ) **अभूत्**=રઘુને ઘોર યુદ્ધ થતું હતું. **नाराचाश्च** (નારાચબાણો). **क्षेपणीयाश्च** (ફેંકવાના ગોફણીયા.) **अश्मानश्च नाराचक्षेपणीयाश्मानः तेषाम् निष्पेषः** (સામસામા અફળાવાની ક્રિયા) **नाराचक्षेपणीयाश्मनिष्पेषः तेन उत्पतिताः अनलाः यस्मिन् तत् नाराचक्षेपणीयाश्मनिष्पेषोत्पतितानलम्**=નારાચ, ગોફણીઓ, તથા પત્થરોના સામસામા ઘાથી-ઘસારાથી જેમાં અગ્નિ ઉત્પન્ન થતો હતો એવું યુદ્ધ.

અર્થ—તે હિમાલય પર્વતમાં પહાડી લોકોની સાથે, નારાચ, ગોફણીયા, તથા પત્થરોના સામસામા ઘાથી-ઘસારાથી, જેમાં અગ્નિ પ્રગટ થતો હતો, એવું રઘુને દારૂણ યુદ્ધ થયું.

शरैरुत्सवसंकेतान्, स कृत्वा विरतोत्सवान् ।
जयोदाहरणं बाह्वो-र्गापयामास किंनरान् ॥ ७८ ॥

પદચ્છેદ—**सः**=તે રઘુ. **शरैः**=બાણોવડે. **उत्सवाश्च संकेताश्च उत्सवसंकेताः तान् उत्सवसंकेतान्**=ઉત્સવ અને સંકેત નામના પહાડી ગણોને. **विरतः** (વિરામ પામ્યો છે અગર જતો રહ્યો છે અગર ભંગ થયો છે) **उत्सवः येषाम् ते विरतोत्सवाः तान् विरतोत्सवान्-विरतोत्सवान् कृत्वा**=તેઓનો ઉત્સાહ ભંગ કરીને, એટલે તેમને હઠાવી દેઇને, નમ્ર બનાવી દઇને. **बाह्वोः**=રઘુના બેઉ હાથના. **जयस्य उदाहरणं**

यस्मिन् सः जयोदाहरणः तम् जयोदाहरणं=જેમાં જયના ઉદાહરણ અથવા દાખલા છે, એવું ગીત અથવા એવા પદને. किन्नरान् गापयामास=કિન્નરોપાસે ગવરાવતો હતો.

અર્થ—ઉત્સવ અને સંકેત નામના પહાડી લોકોને બાણોવડે નમાવી દેઈને-હરાવીને, જેમાં પોતાના બાહુબળથી થએલા વિજયના દાખલા છે; એવું ગીત, તે રઘુ કિંનરો પાસે ગવરાવતો હતો.

परस्परेण विज्ञातस्-तेषूपायनपाणिषु ।
राज्ञा हिमवतः सारो, राज्ञः सारो हिमाद्रिणा ॥ ७९ ॥

પદચ્છેદ—तेषु=પહાડી લોકોમાં. उपायनेन (ભેટથી) युक्ताः उपायनयुक्ताः-उपायनयुक्ताः पाणयः येषाम् ते उपायनपाणयः तेषु उपायनपाणिषु=જેમના હાથમાં ભેટો છે એવા ( પહાડીલોકો )માં. हिमवतः सारः=હિમાલયનો સાર એટલે હિમાલયનું દ્રવ્ય. राज्ञा विज्ञातः=રાજાથી જણાયું. हिमस्य अद्रिः हिमाद्रिः तेन हिमाद्रिणा-हिमाद्रिणा હિમાલયથી (પણ). राज्ञः सारः=રાજાનું બળ. विज्ञातः=જણાયું. परस्परेण=આ પ્રમાણે પરસ્પરનું.

અર્થ—જેમના હાથમાં (દ્રવ્ય વિગેરેની) ભેટો છે; એવા પહાડી લોકોમાં, રાજાથી હિમાલયનો સાર (એટલે હિમાલયની મહત્તા) જોઈ શકાઈ. એટલે તે ભેટો ઉપરથી રાજાના સમજવામાં આવ્યું કે-આ પહાડમાં ઉત્તમ ચીજો છે; અને પહાડી લોકો જેઓ કદી કોઇને નમ્યા નહોતા; તેઓ ભેટ આપી રાજાને શરણે થયા; તે કાર્યમાં અગર તે કાર્ય ઉપરથી, હિમાલયે રાજાનું બળ પણ જોયું-એટલે આ રઘુરાજા ઘણોજ બળવાન છે, એવું હિમાલયે જાણ્યું.

तत्राक्षोभ्यं यशोराशिं, निवेश्यावरुरोह सः ।
पौलस्त्यतुलितस्याद्रे-रादधान इव ह्रियम् ॥ ८० ॥

પદચ્છેદ—न क्षोभ्यः अक्षोभ्यः तम् अक्षोभ्यं=અખૂટ. यशसाम् राशिः यशोराशिः तम् यशोराशिं=ઘણાજ યશને. तत्र निवेश्य=તે હિમાલય પર્વત ઉપર સ્થાપીને. सः अवरुरोह=તે રઘુ નીચે ઉતર્યો. તાત્પર્ય—આગળ કૈલાસ પર્વત તરફ ગયો નહીં. पुलस्त्यस्य गोत्रापत्यम् पुमान् पौलस्त्यः ( રાવણ )-पौलस्त्येन तुलितः पौलस्त्यतुलितः तस्य पौलस्त्यतुलितस्य-पौलस्त्यतुलितस्य अद्रेः=રાવણથી તોળાએલા-પરાજીત કરાએલા ( કૈલાસ ) પર્વતના ह्रियम्=લજ્જાને. आदधान इव=जनयन्निव=જાણે જણાવતો હોય અગર સૂચવતો હોય તેમ.

અર્થ—રાવણથી તોળાએલા કૈલાસ પર્વતની લજ્જાને સુચવતો એવો-એટલે એક વખત હારેલા કૈલાસ પર્વતને ફરી હરાવવામાં શોભા નહીં, એમ માનતો એવો રઘુ, હિમાલય પર્વત ઉપર પોતાના અખૂટ યશને સ્થાપિને, નિચે ઉતર્યો-આગળ ગયો નહીં.

चकम्पे तीर्णलौहित्ये, तस्मिन्प्राग्ज्योतिषेश्वरः ।
तद्गजालानतां प्राप्तैः, सह कालागुरुद्रुमैः ॥ ८१ ॥

પદચ્છેદ—**तीर्णा** ( તરાઈ છે ) **लौहित्या** ( લોહીત્યા નામની નદી ) **येन सः तीर्णलौहित्यः तस्मिन् तीर्णलौहित्ये**-તે રઘુ કે જે લૌહિત્યા નદી ઉતરીને આવ્યો હતો–એવા રઘુમાં. **प्राग्ज्योतिषाणाम् ईश्वरः प्राग्ज्योतिषेश्वरः**=પ્રાગજ્યોતિષ દેશોનો રાજા. **चकम्पे**=કંપાયમાન થયો–નમી પડ્યો. **तस्य गजाः तद्गजाः-तद्गजानाम् आलानता (आलानस्य भावः आलानता**=ખીલાપણું) **तद्गजालानता ताम् तद्गजालानतां (प्राप्तैः)**=તેના હાથીઓના ખીલાપણાને મેળવનારા એટલે જ્યાં હાથીઓ બાંધ્યા હતા તે ( વૃક્ષો )થી. **कालाश्चते** ( કાળા ) **अगुरुद्रुमाश्च कालागुरुद्रुमाः तैः सह-कालागुरुद्रुमैः सह**=કાળા અગર ચંદનના વૃક્ષોની સાથેજ.

અર્થ—કાળા અગરૂ ચંદનનાં વૃક્ષો, કે જેની સાથે હાથીઓ બાંધ્યા હતા; તે વૃક્ષો (હાથીના બળથી) જેવા નમ્યા કે તરતજ–તેની સાથેજ, પ્રાગ્જ્યોતિષ દેશોનો રાજા પણ, રઘુ કે જે લૌહિત્યા નદી ઉતરીને આવ્યો હતો, તેના પ્રત્યે, કંપી ગયો–એટલે તાબે થયો.

न प्रसेहे स रुद्धार्क-मधारावर्षदुर्दिनम् ।
रथवर्त्मरजोऽप्यस्य, कुत एव पताकिनीम् ॥ ८२ ॥

પદચ્છેદ—**सः**=તે પ્રાગ્જ્યોતિષ દેશોનો રાજા. **न प्रसेहे**=સહન કરી શક્યો નહીં. **रुद्धः अर्कः यस्मिन तत् रुद्धार्कम्**=જેમાં સૂર્ય ( ધૂળથી ) ઢંકાઇ ગયો છે એવા ( દિવસ )ને. **न धारावर्षम् अधारावर्षम्-आधारावर्षंश्च तत् दुर्दिनश्च अधारावर्षदुर्दिनम्**=વરસાદ ન પડે છતાં અંધારો ઘબ જેવો દિવસ–ધુંધળો દિવસ. **अस्य**=આ રઘુના. **रथानाम् वर्त्म रथवर्त्म-रथवर्त्मनः रजः यस्मिन तत् रथवर्त्मरजः**=રથના રસ્તાની ધૂળ જેમાં ઉડી રહી છે એવા ( દિવસ )ને. **कुतः एव (प्रसेहे)**=કેમ સહન કરી શકે ? **पताकाः सन्ति यस्याम् सा पताकिनी ताम् पताकिनीम्**=લશ્કરને.

અર્થ—જેમાં રઘુના રથના રસ્તાની ધૂળ ઉડી રહી હતી, તથા તે ધૂળથી સૂર્ય (પણ) ઢંકાઈ ગયો હતો; એવા વરસાદ ન પડે છતાં (વાદળાંથી) અંધારા ઘબ જેવો દેખાતો–એટલે આવી રીતે બનેલા ધુંધળા દિવસને, તે પ્રાગ્જ્યોતિશ દેશોનો રાજા સહન કરી શકયો નહી; ત્યારે (રઘુના બળવાન) લશ્કરને તો કેમ સહી શકે ! તાત્પર્ય–રઘુના લશ્કરને આવતું જોઇને, પ્રાગ્જ્યોતિશ દેશોનો રાજા ડરીને નમી પડયો.

तमीशः कामरूपाणा-मत्याखण्डलविक्रमम् ।
भेजे भिन्नकटैर्नागै-रन्यानुपरुरोध यैः ॥ ८३ ॥

પદચ્છેદ—**कामरूपाणाम् ईशः**=કામરૂપ દેશનો રાજા. **अतीक्रान्तः आखण्डलस्य** ( ઇંદ્રનું ) **विक्रमः येन सः अत्याखण्डलविक्रमः तम् अत्याखण्डलविक्रमम्**=ઇંદ્રના

બળનું જેણે ઉલ્લંઘન કર્યું છે એવો–એટલે ઇંદ્રને પણ જેણે હરાવ્યો છે એવા રઘુને. **अन्यान्**=બીજાઓને. **यैः उपरुरोध**=જે (હાથીઓ)વડે પીડતો હતો. **भिन्नाः कटाः येषाम् ते–भिन्नकटाः तैः–भिन्नकटैः–भिन्नकटैः नागैः**=જેનાં ગંડસ્થળો ફાટેલાં (એટલે મદઝરતા) હાથીઓથી. **भेजे**=સેવતો હતો. એટલે મદઝરતા હાથીઓ આપીને નમતો હતો.

અર્થ—જે હાથીઓના સાધનથી કામરૂપ દેશનો રાજા, બીજાઓને પીડતો હતો, તે મદઝરતા હાથીઓથી, તે રાજા, રઘુ કે જેણે ઇંદ્રને પણ હરાવ્યો હતો, તેને સેવતો હતો. એટલે આવા મદઝરતા હાથીઓ આપીને, તે રાજા રઘુને શરણે આવ્યો હતો.

कामरूपेश्वरस्तस्य, हेमपीठाधिदेवताम् ।
रत्नपुष्पोपहारेण, छायामानर्च पादयोः ॥ ८४ ॥

પદચ્છેદ—**कामरूपाणाम् ईश्वरः कामरूपेश्वरः**=કામરૂપદેશનો રાજા. **तस्य पादयोः छायाम् आनर्च**=તે રઘુના પગની છાયાને પુજતો હતો. **हेम्नः** (સુવર્ણના) **पीठः** (બાજોઠ) **हेमपीटः, हेमपीठस्य अधिदेवता हेमपाठाधिदेवता ताम् हेमपीटाधिदेवताम्**=(રાજાઓ સિંહાસનપર બેસે છે તે વખતે સિંહાસનપર ચડવા માટે જે બાજોઠી મુકાય છે તે બાજોઠી રાજાના પગ પાસે પડી રહે છે) તે સોનાના ચળકાટવાળી બાજોઠીમાં દેખાતી (રાજાના ચરણની છાયા અગર કાન્તિ)ને. **रत्नानि एव पुष्पाणि रत्नपुष्पाणि–रत्नपुष्पाणाम् उपहारः रत्नपुष्पोपहारः तेन–रत्नपुष्पोहारेण**=રત્નરૂપી પુષ્પોની ભેટથી.

અર્થ—કામરૂપ દેશનો રાજા, સોનાના બાજોઠમાં જણાતી–દેખાતી રઘુના ચરણની કાન્તિને, રત્નરૂપી પુષ્પોની ભેટથી પુજતો હતો–ચરણમાં મૂકતો હતો.

इति जित्वा दिशो जिष्णुर्–न्यवर्तत रथोद्धतम् ।
रजो विश्रामयन् राज्ञां, छत्रशून्येषु मौलिषु ॥ ८५ ॥

પદચ્છેદ—**जयति इति एवं शीलः जिष्णुः**=જીતવાનો જેને સ્વભાવ પડી ગયો છે એવો (રઘુ). **इति दिशः जित्वा**=આ પ્રમાણે દિશાઓ જીતીને. **न्यवर्तत**=(પોતાના દેશમાં) પાછો ફર્યો. **रथैः उद्धतम्–रथोद्धतम्–रथोद्धतम् रजः**=રથથી ઉડેલી ધૂળ. **विश्रामयति इति विश्रामयन्**=ટકતી હતી, ચોંટી હતી. **छत्रैः शून्याः छत्रशून्याः तेषु छत्रशून्येषु–छत्रशून्येषु मौलिषु**=છત્રરહિત એટલે ઉઘાડા મુગટોમાં.

અર્થ—આ પ્રમાણે દિશાઓને જીતીને, તે વિજયી રઘુ પોતાના દેશ તરફ પાછો ફર્યો. (તે વખતે) રથથી ઉડાડેલી ધૂળ છત્રરહિત રહેલા તેના મુગટમાં ચોંટી હતી–એટલે તેનો મુગટ ધૂળ ધૂળ થઈ રહ્યો હતો.

स विश्वजितमाजह्रे, यज्ञं सर्वस्वदक्षिणम् ।
आदानं हि विसर्गाय, सतां वारिमुचामिव ॥ ८६ ॥

પદચ્છેદ—**सर्वस्वं दक्षिणा यस्य सः सर्वस्वदक्षिणः तम् सर्वस्वदक्षिणम्=** સર્વ ધન જેમાં દક્ષિણા તરીકે આપી દેવું જોઇએ એવો (યજ્ઞ). **विश्वजितम् यज्ञं=** વિશ્વજીત નામના યજ્ઞને. **सः आजहे=**તે રઘુ કરતો હતો. [**सतां=साधुनाम्=**સાધુપુરૂષોનું.] **सताम् आदानं** (ધનને ગ્રહણ કરવાની ક્રિયા) **विसर्गाय=**(આપી દેવાને માટે)=સત્પુરૂષોની ધનને ગ્રહણ કરવાની ક્રિયા આપી દેવા માટેજ હોય છે–પોતાના સ્વાર્થ માટે હોતી નથી. **वारीणि मुञ्चन्ति इति वारिमुचः तेषाम् वारिमुचाम्=मेघानाम्=**મેઘરાજ અગર વરસાદના. **इव=**જેમ.

અર્થ—સર્વ ધન જેમાં દક્ષિણા તરીકે આપી દેવું જોઇએ, એવો–વિશ્વજીત નામનો યજ્ઞ, તે રઘુરાજાએ કર્યો; કારણકે જેમ મેઘરાજા પાછું આપીદેવાને માટે જળ ગ્રહણ કરે છે; તેવી રીતે સત્પુરૂષો પણ પાછું આપીદેવાને માટે ધન ગ્રહણ કરે છે.

**सत्रान्ते सचिवसखः पुरस्क्रियाभिर्–गुर्वीभिः शमितपराजयव्यलीकान ।**
**काकुत्स्थश्चिरविरहोत्सुकावरोधान, राजन्यान्स्वपुरनिवृत्तयेऽनुमेने ॥ ८७ ॥**

પદચ્છેદ—**काकुत्स्थः=**રઘુ. **सत्रस्य अन्तः सत्रान्तः तस्मिन् सत्रान्ते=**યજ્ઞના અંતમાં. **सचिवानाम् सखा इति सचिवसखः=**રઘુ **गुर्वीभिः पुरस्क्रियाभिः=महतीभिः पूजाभिः=**મોટી પુજાથી–ઘણાજ સત્કારથી. **शमितं** (સમાવ્યું છે) **पराजयेन प्राप्तं व्यलीकं** (દુઃખ) **येषाम् ते शमितपराजयव्यलीकाः तान् शमितपराजयव्यलीकान्=**પરાજયથી પ્રાપ્ત થએલું દુઃખ જેનું શમી ગયું છે એવા રાજાઓને. **चिरं विरहेण उत्सुकाः अवरोधाः** (અંતઃપુરમાં રહેલી સ્ત્રીઓ) **येषाम् ते-चिरविरहोत्सुकावरोधाः तान्–चिरविरहोत्सुकावरोधान=**જેના અંતઃપુરની સ્ત્રીઓ લાંબા વખતના વિયોગથી ઉત્સુક થઇ રહી હતી એવા રાજાઓને. **राज्ञः अपत्यानि राजन्याः तान राजन्यान=**રાજાઓને. **स्वस्य पुरं स्वपुरं–स्वपुरं प्रति निवृत्तिः स्वपुरनिवृत्तिःतस्यै–स्वपुरनिवृत्तये=**આરામને માટે પોતાના નગર તરફ જવાને **अनुमेने=**આજ્ઞા કરતો હતો.

અર્થ—યજ્ઞના અંતમાં, કારભારી મંડળમાં સખાભાવને પામેલો–તે રઘુરાજા, પરાજયથી પ્રાપ્ત થએલાં દુઃખ જેમનાં શમી ગયાં હતાં; તથા જેનાં અંતઃપુરની સ્ત્રીઓ લાંબા વખતના વિયોગથી ઉત્સુક થઈ રહી હતી; એવા રાજાઓની, ઘણાજ મર્તબાથી પુજા કરીને–તેમનો સત્કાર કરીને, તેમને તેમનાં નગરોમાં આરામ લેવા માટે, જવા આજ્ઞા કરતો હતો–મોકલતો હતો.

**ते रेखाध्वजकुलिशातपत्रचिह्नं, सम्राजश्चरणयुगं प्रसादलभ्यम् ।**
**प्रस्थानप्रणतिभिरङ्गुलीषु चक्रुर्–मौलिस्रक्च्युतमकरन्दरेणुगौरम् ॥८८॥**

પદચ્છેદ—**ते=राजानः=**વિદાય થનારા રાજાઓ. **रेखा एव ध्वजाश्च कुलिशानि च आतपत्राणि** (છત્રો) **च चिह्नानि यस्य (यस्मिन) तत्–रेखाध्वजकुलिशातपत्रचिह्नं=**જે ચરણયુગમાં, ધ્વજા, વજ્ર, છત્ર વિગેરેની રેખારૂપી ચિન્હો છે તે (ચરણયુગ)ને.

**सम्यक् राजते इति सम्राट् तस्य सम्राजः रघोः**=ચક્રવર્તિ રાજાના. **चरणयोः युगं चरणयुगं तत्**=એ ચરણને. **प्रसादेन एव लभ्यं प्रसादलभ्यम्**=કૃપાથીજ મળે તેવા. **प्रस्थाने** ( પ્રયાણસમયે ) **प्रणतयः** [ પ્રણામ, નમન ] **प्रस्थानप्रणतयः ताभिः प्रस्थानप्रणतिभिः**=પ્રયાણ સમયે થતા નમન અગર પ્રણામ વડે. **अङ्गुलीषु**=[ચરણની] આંગળીઓમાં. **मौलिषु** [મુગટોમાં] **स्रजः** [પુષ્પમાળાઓ] **मौलिस्रजः**=મુગટમાં (શોભા માટે ઘાલેલી) પુષ્પની માળાઓ. **मौलिस्रग्भ्यः च्युताः मौलिस्रक्च्युताः-मौलिस्रक्च्युताश्चते मकरन्दाश्च (पुष्परसाश्च)-मौलिस्रक्च्युतमकरन्दाः-तेषाम् रेणवः-मौलिस्रक्च्युतमकरन्दरेणवः-तैः गौरम्** (ગૌર રંગવાળું ચરણયુગ)-**मौलिस्रक्च्युतमकरन्दरेणुगौरम्**=(શોભા માટે મુગટમાં ઘાલેલી) મુગટની પુષ્પની માળાઓમાંથી જરતા અગર પડતા પુષ્પના રસની રેણુથી, ગૌર કરાતા એવા [ચરણયુગ]ને. **चक्रुः**= બનાવતા હતા.

અર્થ—સાર્વભૌમ રાજાના ચરણકમળ-કે જે-કૃપાથીજ પ્રાપ્ત થાય, તથા જે ચરણકમળમાં ધ્વજા, વજ્ર, છત્ર, વિગેરે ચિન્હો હતાં; તે ચરણકમળમાં, પ્રણામ કરતા રાજાઓ; જ્યારે પ્રણામ કરતા હતા; ત્યારે તે ચરણકમળની આંગળીઓમાં (આંગળીઓ ઉપર), પ્રણામ કરતા રાજાઓના મુગટમાં ખોસેલી પુષ્પની માળાઓમાંથી, પુષ્પો ખરતા હતા. તે પુષ્પોના રસની રેણુથી રઘુનાં ચરણ ગૌર દેખાતા હતા.

**इति श्रीमहाकविकालिदासकृतौ रघुवंशे महाकाव्ये रघुदिग्विजयो नाम चतुर्थः सर्गः समाप्तः**



**વિનંતિ**—કાંઈ ભૂલચૂક હોય, તો તે ઉદાર દિલથી ક્ષમા કરશોજી. કાંઈ લખવા જેવું હોય, તો સુખેથી રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને લખશોજી. જેથી બીજી આવૃત્તિમાં સુધારો થઈ શકે.

**અમદાવાદ** મોક્ષમંદિર, શિવરાત્રી ૧૯૮૭ } **રામશંકર મોનજી ભટ્ટ.** ટિકાકાર અને પ્રકાશક.

# મોક્ષમંદિરમાંથી પ્રગટ થતાં પુસ્તકો.

**જ્ઞાનના જીજ્ઞાસુઓને આવાં સસ્તાં પુસ્તકો ભાગ્યે જ મળી શકશે**

**મોક્ષપત્રિકા** } પાકાં પુંઠાથી બંધામણી સાથે સંવત ૧૯૭૬ થી ૧૯૮૬ } દરેકના ૨-૬-૦

રાસ પંચાધ્યાયી અથવા શ્રીકૃષ્ણ અને રાસ. ... ઘણા ખુલાસા અને ઘણાં રસીક પદો સાથે } કીંમત ૧-૮-૦

યોગતારાવલી શંકરાચાર્યની યોગપ્રસાદી' ... ... ... ૦-૨-૦

તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી ૦-૨-૦ વેદાન્તકેસરી પ્રથમ પ્ર. ૦-૧૦-૦ દેહનિરૂપણ ૦-૧૦-૦

આત્મનિરૂપણ પ્રથમ તરંગ અને દ્વિતીય તરંગ દરેકના ૦-૧૦-૦, તૃતીયતરંગ ૦-૪-૦

મણિરત્નમાળા તથા ગર્ભોપનિષદ દરેકના ... ... ... કીંમત ૦-૨-૦

શ્રીચર્પટપંજરિકા તથા શ્રીમોહમુદ્ગર-દરેકના ... ... કીંમત ૦-૧-૬

શ્રી તત્ત્વબોધ અને આત્મબોધ દરેકની ... ... ... કીંમત ૦-૩-૬

વિવેકચૂડામણિનો સંપૂર્ણ ગ્રંથ ... ... ... ... ૧-૧૨-૦

પાતંજલ યોગદર્શનનાં પ્રકરણો-સાધનપાદ તથા વિભૂતિપાદ.દરેકના પોસ્ટેજ સાથે. ૦-૮-૦

સમાધિપાદ ૦-૧૨-૦, કૈવલ્યપાદના ૦-૪-૦ પ્રાણતત્ત્વ ... ... ૦-૨-૦

પાતંજલ યોગદર્શન સંપૂર્ણ ગ્રન્થ ... ... ... ... ૨-૪-૦

વેદાંતવિચાર શ્રી શંકર તથા મંડન પંડિતનો અને તોટકનો સંવાદ-દરેકનો ૦-૧-૦

રઘુવંશ પ્રથમ તથા દ્વિતીય સર્ગો પદચ્છેદ, ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતર સહિત ... ... ... ... ૦-૧૨-૦

રઘુવંશ ત્રીજો સર્ગ પદચ્છેદ, તથા ગુજરાતી ભાષાંતર સહિત ... ૦-૬-૦

(વિદ્યાર્થી પાસેથી દરેક સર્ગે બે આના ઓછા) દરેક સર્ગે પોસ્ટેજનો એક આનો.

રઘુવંશ ચોથો સર્ગ ... ... ... ... ... ૦-૩-૬

શ્રીમદ્ ભગવદ્ ગીતા ૧, ૩, ૫-૧૨-૧૫-૧૬ અધ્યાય દરેકના ૦-૩-૦

,, સાંખ્ય વિવેચન સહીત બીજો અધ્યાય ... ... ... ૦-૬-૦

સમસ્તગીતા સંસ્કૃત શ્લોકો સારા મોટા ગુજરાતી ટાઇપમાં વાંચનની ખાસ શુદ્ધિ માટે. સંસ્કૃત વ્યાકરણની નોટ સાથે. ... ૦-૪-૦

રામ અને રામાયણ અને સંતરામશતાબ્દી (ભજન રત્નાવલી) દરેકના ... ૦-૧-૦

મોક્ષવાણી-તુલસીકૃત રામાયણમાંથી ચુંટેલા સુંદર પ્રસંગો બહારગામ માટે પોસ્ટેજ બે આના જુદા } રફ કાગળ ૦-૮-૦, ગ્લેઝડ ,, ૦-૧૨-૦

મુંબઇ યાત્રા પ્રસંગ-સુંદર પુષ્પોની છાબ તથા શ્રીકૃષ્ણ લીલામૃત. દરેકના ૦-૩-૦

ધાર્મિક પ્રથમ પોથી, કર્મ-જ્ઞાન અને ભક્તિ, રત્નોની ટોપલી, પ્રભુ કેમ દૂરના દૂર, દીવાળી કેવી રીતે ઉજવશો ? એકાદશી તથા ઇશ્વરાવતાર અને શ્રીકૃષ્ણતત્ત્વ. } દરેકની કીંમત ૭ પાઇ. એક સાથે અઢી રૂપૈયાની ૧૦૦ નકલ. પોસ્ટેજ ચૌદ આના જુદું.

સ્ત્રીના બીજો અધ્યાય, "તમે ક્યાં છો", દેવ બનવાની કુંચી, શ્રાદ્ધ. દરેકના... ૦-૦-૩

એક સાથે એક રૂપૈયાની ૭૫ નકલ. એક સાથે પાંચ રૂપૈયાની ૫૦૦ નકલ.

ઘેર બેઠાં ગંગા-પૂર્વ તથા ઉત્તરની યાત્રાનો ભોમીયો-યાત્રાળુઓને ઘણોજ ઉપયોગી કીંમત ૧-૮-૦ પોસ્ટેજ ચાર આના જુદું.